

# योगानन्द सत्संग ग्रंथ.

રચી પ્રસીદ્ધ કર્તા.

શ્રી સ્વામી યોગાનન્દ તીર્થ

ગુરૂ વાસુદેવાનંદ તીર્થ.

ચાંદોદ રાજગુરૂમઠ (રેવાકાંઠા)

હાલ મુકામ, અંબાજીરોડ આશાપુરી

માતાના મંદિરમાં—સુરત.

સુરત લીમડાચોકમાં આવેલા ...નલાલ વ. ની

"દેશી મિત્ર" પ્રેસમાં નાથુભાઈ દેવચંદે છાપ્યું.

કિંમત ૮ આના.

# योगानन्द सत्संग ग्रंथ.

## ઉપોદ્ઘાત.

આ પુસ્તકનું નામ યોગાનન્દ સતસંગ ગ્રંથ છે. ગૃહસ્થોને સંસારનો તાપ સતાવે છે. શાન્તી સાધારણ રીતે કોઈને મળતી નથી. જે કોઇ ગૃહસ્થ સંત સમાગમ વગરના હશે તેને આધ્યાત્મિક એટલે માનસીક સંતાપ વધારે હોય છે તેથી ઇશ્વરમાં મન આસકત થતું નથી. આ સંસારમાં મનુષ્ય માટે બે ચીજો છે. એક તો ધર્મકર્મ દ્વારા ઇશ્વરની પ્રાપ્તિ અને બીજી સંસારના પદાર્થ છે સર્વ મનુષ્યના ચિત્તનો પ્રવાહ સાધારણ રીતે અનાત્મ સંસાર પદાર્થ તરફ નિરંતર વહ્યા કરે છે તેથી સંસારની ખટપટમાંજ તેમનું મન લચી પચી રહી રમ્યા કરે છે. એ મનનો પ્રવાહ અનાત્મ પદાર્થમાંથી ધીમે ધીમે વાળી જ્યાં સુધી ઇશ્વિર તરફ લઇ જવામાં આવે નહીં ત્યાં સુધી શાંતીની આશા રાખી શકાય નહીં. ત્યારેજ મનુષ્યને ખરૂં સુખ મળે અને પરમાત્માને ઓળખતા શીખે. આવા સુખના અંશનો કાંઇક સ્વાદ આપવા આ પુસ્તક દ્વારા હમારો પ્રયત્ન છે. એ પુસ્તકમાં લગભગ ૩૪ દાખલા દ્દષ્ટાંતો લંબાણથી આપી બાળથી વૃદ્ધ માણસો તેમજ ભણેલા અને અજ્ઞાની મનુષ્યોને બોધ મળે તથા તેઓને સહેલાઈથી સમજ પડે, મનરંજન થાય અને શાસ્ત્ર તથા ઇશ્વર ઉપર દ્દઢ શ્રદ્ધા થાય તેમજ સર્વ કોઇ આપણા વેદોકત ધર્મ પર આસકિત રાખતા શીખે અને એમ થવાથી મનને કેટલેક

દરજ્જે શાન્તી મળે એ હેતુથી આ પુસ્તક ગૃહસ્થના બોધ માટે પ્રકટ કર્યું છે. આ પુસ્તક કદમાં નાનું છે તોપણ તેમાં બોધ ઉપદેશ નાનો નથી. આ પુસ્તક વાંચવાથી સર્વ મનુષ્ય વ્યવહાર તથા પરમાર્થને સમજી શકે છે. આ પુસ્તકમાં ગીતા, ઉપનિષદ, વેદાન્ત વગેરે આપણા ધર્મશાસ્ત્રોના સિધ્ધાંતો લઇ તે પર બોધદાયક સરળ ભાષામાં વર્ણન આપ્યું છે. આજકાલ ધર્મના ઘણાં પુસ્તકો બહાર પડે છે પણ સાધારણ મનુષ્યને શાસ્ત્ર જેવા કઠણ વિષયની સુલભ રીતે સમજણ પડે એવાની ગેરહાજરી માલમ પડે છે તેથી આ પુસ્તકનો લાભ સર્વ ભકત જનોને આપવાનો હેતુ છે. આ પુસ્તક વાંચનારને આનંદ અને જ્ઞાન બંને વિષય પ્રાપ્ત થાય તેને માટે ખાસ કાળજી રાખી છે. સુધર્મ સાચવવાને માટે તથા લોકયાત્રા સારી રીતે નિભાવવા માટે આ ગ્રંથનું અવલોકન થવું જોઇએ.

હમારી ભાષા સંસ્કૃત તથા હિંદિ છે. હમને ગુજરાતીનો અભ્યાસ થોડો છે તેથી આ પુસ્તકમાં કાંઈ હસ્તદોષ વગેરેની ભુલો માલમ પડે તો દરેક સુજ્ઞજન સુધારીને વાંચી લેશે એવી આશા છે.

રચનાર.

| સંવત ૧૯૮૧ ના માર્ગશિર્ષ શુકલપક્ષ એકાદશી રવીવાર. | શ્રી સ્વામી યોગાનંદ તીર્થ.<br>ગુરૂ વાસુદેવાનંદ તીર્થ.<br>નાંદોદ રાજગુરૂ મઠ–રેવાકાંઠા. |
|---|---|



# योगानन्द सत्संग ग्रंथ.

## મંગળાચરણ.

वासुदेवानंद तीर्थम् गुरुंनत्वा यतीश्वरम् ।
सुदृष्टान्तमयो ग्रन्थः क्रियते चाधुना मया ॥ १ ॥

૧

એક સમે રાજા જનકના મેહેલમાં વેદ વ્યાસજી ગયા. રાજા જનકે વેદવ્યાસજીના આવવાના સમાચાર સાંભળી વ્યાસજીને લેવા નગરની બહાર સામૈયું લઈને ગયા. અને ઘણી ધામધુમથી વેદવ્યાસજીને જનક પુરીમાં લાવ્યા. અને રાજમહેલની પાસેના બગીચામાં વેદવ્યાસજીને ઉતારો આપ્યો, સાંજ, સવાર રાજા જનક વ્યાસજીની પાસે જતા હતા અને ત્યાં કથા, વાર્તા સાંભળતા હતા. બ્રહ્મર્ષિ, રાજર્ષિ, સંન્યાસી, બ્રહ્મચારી અને શહેરના સદ્‌ગૃહસ્થો વ્યાસજીનાં દર્શન કરવાને આવતા હતા.

અને વ્યાસજીના મુખથી કથા શ્રવણ કરતા હતા. હજારો માણસો હંમેશા કથા મંડપમાં સત્સંગ કરવા આ હતા. વ્યાસજી સિંહાસન ઉપર બેસી કથા કરતા હતા, વ્યાસજીના સામે પહેલા રાજા જનક બેસતા હતા. કથા કહેતી વખતે વ્યાસજીની નજર રાજા ઉપર પડતી હતી. રાજા જનક કથામાં અનુમોદન આપતા હતા. હવે સભા મંડપમાં કથા સાંભળનાર જે ઋષિ મુનિઓ હતા, તે બધાના મનમાં એમ આવ્યું કે રાજા જનક ગૃહસ્થ છે. અને અમે બ્રહ્મર્ષિ કોઇ રાજર્ષિ છીએ જેથી અમારો દરજ્જો રાજા જનકથી પહેલાં છે. રાજા જનક ગૃહસ્થાશ્રમી છે, ભોગી છે. માટે અમારાથી એનો દરજ્જો નાનો છે કારણ કે જનક ભોગી છે અને અમે જોગી છીએ. ભોગી અને જોગીમાં, જોગી શ્રેષ્ઠ છે. વ્યાસજીએ એ અન્યાય કર્યો તે કારણ કે જોગીઓને સામે બેસાડવા જોઇએ તે નહિ બેસાડતાં, ભોગી રાજા જનકને સામે બેસાર્યો તે વ્યાસજીએ અન્યાય કર્યો છે. પણ સમર્થને કોણ કહે? અમે વિરક્ત છીએ, સર્વ શાસ્ત્રજ્ઞ છીએ, માટે અમારાથી મહાપ્રપંચી ગૃહસ્થ રાજા જનક અધિક માન્ય કેમ બની શકે?

આવી રીતે ઋષિમુનિઓને પોતાના મનમાં અભિમાન આવ્યું પરંતુ વ્યાસજીની બીકથી તથા રાજા જનકની મર્યાદાથી કોઇ ઋષિ મુનિ બોલી શકયા નહિ. એટલામાં સર્વજ્ઞ સર્વ શકિતવાળા વ્યાસ ભગવાને સર્વ ઋષિ મુનિના અંતરનું અભિમાન જાણી લીધું. અભિમાન જાણી કરી વ્યાસ ભગવાને વિચાર કર્યો કે—એ સવ ઋષિ મુનિઓના અજ્ઞાનને દૂર કરવા માટે

તથા રાજા જનકની સર્વ જ્ઞાનીઓમાં અધિકતા દેખાડવાને માટે વ્યાસજીએ રાજા જનકના મ્હેલમાં તથા શહેરમાં પોતાના યોગબળથી આગ પ્રકટ કરી. તે આગથી રાજા જનકનો મહેલ તથા નગરી સળગવા લાગ્યાં. જ્યારે મહેલ સળગવા લાગ્યો ત્યારે પહેરેગીર દૂતે મંત્રીને ખબર આપી કે હજુરના મહેલમાં આગ લાગી છે. મંત્રી દૂતની વાત સાંભળી તુરત રાજાના સળગતા મહેલ પાસે આવ્યો અને આવીને જુવે છે તો રાજાનો મહેલ સળગી રહ્યો છે. મંત્રીએ દૂતને કહ્યું કે તું જલ્દી રાજાની પાસે જા અને રાજાને ખબર આપ કે-આપ કથામાંથી ઊઠી જલ્દી મહેલે આવો. કારણ કે મહેલમાં અને નગરીમાં આગ લાગી છે. એમ રાજાને જલ્દી જઇ કહે. દૂત, મંત્રીએ કહેલ સમાચાર કહેવા રાજા પાસે ગયો અને હાથ જોડી રાજાને કહેવા લાગ્યો કે હજુર આપના મહેલે અને નગરમાં આગ લાગી છે. માટે બંદોબસ્ત કરવા સારૂ મંત્રી સાહેબે આપને બોલાવ્યા છે. એ પ્રમાણે દૂતે રાજાને કહ્યું. ત્યારે રાજા જનક બોલ્યા કે બંદોબસ્ત કરવો એ મંત્રીનું કામ છે. અને શું? મ્હારા વિના મ્હેલની આગ શાન્ત નહિ થાય? જા મંત્રીને કહે કે હું અત્યારે કથા ચાલે છે તે છોડીને નહિ આવું. મહેલમાં અને નગરીમાં આગ લાગી હોય તો લાગવા દો. કારણ કે મારૂં મન અત્યારે કથામાં ચોંટયું છે. દૂત ઉપરના રાજા જનકે કહેલ સમાચાર મંત્રીને કહેવા ગયો. અને મંત્રી પાસે આવી એ હાથ જોડી કહેવા લાગ્યો કે-શું મંત્રી અમારા વિના આગ શાન્ત નહિ પાડી શકે? અને મંત્રી આગ શાન્ત પાડવાનો

ઉપાય કરે. હું કથા સત્સંગ છોડીને અત્યારે નહિ આવી શકું. એમ મહારાજા જનકે મને કહ્યું છે.

સભામાં બેઠેલ ઋષિ મુનિઓએ રાજાના દૂતે કહેલ આગના સમાચાર સાંભળી પોતપોતાના મનમાં વિચાર કર્યો કે જનકપુરીમાં અમારો પણ નિવાસ છે. કોઈ કહે કે મારૂં કમંડળ બળી જશે, કોઈ કહે મારૂં મૃગચર્મ બળી જશે, કોઈએ કહ્યું કે મારૂં આસન બળી જશે, કોઇએ કહ્યું કે મારી કામળી બળી જશે. અને મારી કામળી બળી જશે તો હું શું ઓઢીશ. એમ સર્વ રૂષિ મુનિઓ પોતપોતાના મનમાં વિચાર કરવા લાગ્યા છે. જેથી કરી કોઈ પેશાબને બહાને તો કોઈ ઝાડાને બહાને પોતપોતાની કામળી, કમંડળ, લંગોટી, મૃગચર્મ વગેરેની રક્ષા કરવા વ્યાસજીની પાસે જુદું બોલીને પોતપોતાના મુકામે ગયા. વ્યાસજીએ યોગબળથી દરેકના મનની વાત જાણી લીધી. સર્વ ઋષિ મુનિઓ પોતપોતાની જગાએ જઈ પોતપોતાની ચીજો આગથી ન બળે તેવી જગાએ રાખી. જ્યાં વ્યાસજી કથા કરતા હતા ત્યાં આવી પોતાપોતાના આસને સર્વ બેસી ગયા. એટલામાં રાજમંત્રી પણ જ્યાં કથા ચાલતી હતી ત્યાં આવ્યા અને આવીને ઘણાજ ક્રોધથી વ્યાસજીને તથા રાજા જનકને નમન કરી બોલ્યા કે–હે ? રાજા જનક તમને દેશકાળનું કાંઇ પણ જ્ઞાન નથી કથા તો જગત્ ગુરૂ વ્યાસજી હંમેશા વાંચે છે આજ એક દિવસ કથા સાંભળી ન હોત તો શું બગડી જવાનું હતું ? આપ સમયને પણ જાણતા નથી. આપનો મહેલ બળી ગયો તથા તે મહેલમાં આપના કુંવર, કુંવરી,

રાણી સવ બળી ગયાં છે. અમે શું કરીએ અમે ઘણા ઉપાય કર્યા પરંતુ આગ શાન્ત પડી નહિ? આપને બોલાવ્યા હતા તો પણ આપ પધાર્યા નહિ. એવું જ્યારે રાજમંત્રીએ રાજા જનકને કહ્યું. ત્યારે સર્વ ઋષિ મુનિ રાજા જનકની નિર્મોહતા તથા બ્રહ્મનિષ્ઠાને જોઇ કરી આશ્ચર્ય પામ્યા અને પોતપોતાના મનમાં લજ્જા પણ પામ્યા. હવે મંત્રીને રાજા જનક કહે છે કેઃ—

**यस्यमे चास्ति सर्वत्र यस्यमे नास्ति किंचन ।**

**मिथिलायां प्रदग्धायां नमे किंचन दह्यते ॥ १ ॥**

**ભાવાર્થ**—આ જગતમાં જે કાંઈ છે. તે સર્વ મારૂં રૂપ છે. તે માટે હું પોતે પોતાને નહિ બાળી શકું. કારણ કે અગ્નિ, રાણી,, કુંવર, કુંવરી સર્વે બળ્યું પણ મારૂં શું બળ્યું. મારૂં તો કાંઈ પણ ન બળ્યું. હું તો અહીં વ્યાસજીની પાસે કથા સાંભળું છું. મિથિલા નગરી બળ્યે મારૂં કાંઇ નથી બળતું. હું પોતે આનંદરૂપ છું.

મહારાજા જનક મંત્રીને કહે છે કે હે? મંત્રી તમે શું કહો છો? તમે કહો છો કે તમારી મિથિલા નગરી આગથી બળી રહી છે તથા કુંવર, કુંવરી, રાણી વગેરે આગથી બળી ગયાં છે. એ તમારૂં કહેવું ખરૂં છે. અને એ વખતે તમે મને આગ શાન્ત કરવાને માટે બોલાવ્યો હતો, પરંતુ મારૂં મન એ વખતે કથા સાંભળવામાં ગુંથાયું હતું. એજ કારણથી હું ન આવી શકયો.

બીજા જવાબ રાજા જનક મંત્રીને આપે છે—કે હે મંત્રી તમે કહ્યું છે કે તમારો મહેલ, રાણી, કુંવર, કુંવરી, સર્વ બળી ગયું પણ હે મંત્રી હું તમને પૂછું છું કે—જે મનુષ્ય પોતાની અગ્નિથી બળી રહ્યા છે. તે માણસ પોતાની બળતી આગને શાન્ત કરે કે બીજા બળતા માણસની આગને શાન્ત કરે છે. જેવી રીતે આપ મારા નોકર અને સેવક છો હું તમારો રાજા અને સ્વામી છું. મારી સેવા કરવી અને મારી આજ્ઞા પાળવી એ તમારો ધર્મ છે. પરંતુ એક સાથે તમારી અને મારી દાઢીમાં આગ લાગે અને તે વખતે હું તમને કહું કે હે મંત્રી મારી દાઢીમાં આગ લાગી છે માટે મારી દાઢી બુઝાવો. એ વખતે તમે મારી દાઢી પ્રથમ બુઝાવશો કે તમારી દાઢી પ્રથમ બુઝાવશો. એ બાબતનો જવાબ આપો. ત્યારે મંત્રી બે હાથ જોડીને બોલ્યો કે મહારાજ પ્રથમ મારી દાઢી બુઝાવી, પછી આપની દાઢી બુઝાવીશ. એમ જ્યારે રાજ મંત્રીએ કહ્યું ત્યારે રાજા જનક બોલ્યા કે ? હે મંત્રી જુઓ તું પહેલાં તારી દાઢી બુઝાવે તેમ હું પણ પહેલાં મારા આત્માને શાન્ત કરૂં છું. વ્યાસ મુનિની અમૃત તુલ્ય વાણીથી આધ્યાત્મિક આધિદૈવિક આધિભૌતિક, એ ત્રણે આગથી અથવા એ ત્રણ દુઃખોથી મારો આત્મા સંતપ્ત આત્મા છે તે આત્માને હું પણ શાન્ત કરી રહ્યો છું, મારા મહેલમાં જે આગ લાગી છે તે આગથી મારી રાણી, કુંવર, કુંવરી વગેરે બળી મરણ પામ્યાં છે. હું પણ ઉપરની ત્રણ આગથી તથા દુનિયાના નાના પ્રકારના દુઃખોથી બળી રહ્યો છું. માટે હે મંત્રી આપણા શરીરમાં લાગી રહેલ

આગથી બચવાના ઉપાય માટે મહા પુરૂષના વચનામૃતનું પાન કરૂં કે સ્ત્રી, પુત્રી, પુત્ર, મહેલ વગેરેની આગ શાન્ત કરૂં ?

હે મંત્રી ! તમે મને કહ્યું હતું તે તમે સમયને વિચારતા નથી અને મહેલ, સ્ત્રી, પુત્ર, પુત્રી, વગેરે આગથી બળી રહ્યાં છે અને તમે કથા સાંભળવામાં રહ્યા છો એમ તમે મને કહ્યું હતું તો હું તમને ફરીથી પૂછું છું કે, સત્ પુરૂષોના સમાગમમાં ઘણો લાભ છે કે સ્ત્રી, પુત્રી, પુત્ર, રાજ્યથી વધારે લાભ છે ? માટે હે મંત્રી સ્ત્રી, પુત્ર, મહેલ મકાન, પાન, ભોગ વિલાસ એ સર્વ દરેક જન્મમાં મળે છે. તેમજ પાપી તથા ધર્માત્મા સર્વને મળે છે પરંતુ હે મંત્રી સત્પુરૂષોનો સમાગમ સદાકાળ મળતો નથી. જેના ઘણા પુણ્ય હશે અથવા જેના ઉપર પરમાત્માની કૃપા હશે, તેનેજ સત્ પુરૂષોનો સમાગમ મળે છે. જેથી હે મંત્રી સત્ પુરૂષોનો સમાગમ દુર્લભ સમજી કરીને, રાજ મહેલ, સ્ત્રી, પુત્ર, પુત્રી વિગેરેની તરફ ખ્યાલ નહિ કરી હું કથા છોડીને આગ શાન્ત કરવા નથી આવ્યો.

હે મંત્રી હવે ત્રીજા પ્રકારનો જવાબ સાંભળો, સર્વ જગત મારો આત્મા છે, રાજ મહેલ, સ્ત્રી, પુત્ર. પુત્રી, આગ એ સર્વ મારો આત્મા છે. માટે મારો આત્મા મને કેવી રીતે બાળે ? તમે કહ્યું કે તમારો, રાજ મહેલ, કુંવર, કુંવરી, રાણી વગેરે બળી ગયું તે તમારૂં કહેવું મિથ્યા છે. કારણ કે, અગ્નિ, વાયુ, પૃથ્વી, જલ. આકાશ એ સર્વ ભૂત મારો આત્મા છે. એ પંચ ભૂતનું બનેલું આ સ્થૂલ જગત પણ

મારો આત્મા છે. એ સર્વ સમાચાર મારો આત્મા છે, જે કાંઈ દેખાવમાં તથા સાંભળવામાં આવે છે ને સર્વ પણ મારા આત્મા સ્વરૂપ છે. તો મારો આત્મા મને કેવી રીતે બાળે ! અગ્નિથી જુદા જુદા અગ્નિની વિષય કાષ્ટ છે. તેને અગ્નિ બાળે છે પરંતુ અગ્નિને અગ્નિ નહિ બાળી શકે. જળને જળ નહિ શેડવી શકે, વાયુ ને વાયુ નહિ સુકવી શકે તથા કંપાવી શકે, પૃથ્વીમાં પૃથ્વી નહિ સમાઇ શકે, આકાશમાં આકાશ નહિ જઇ શકે હે મંત્રી ? તેમ આપણા આત્માને આપણો આત્મા નહિ બાળી શકે.

જેવી રીતે સ્રીને જોઈ સ્રી મોહિત થતી નથી. તેમ આપણો આત્મા આપણને નહિ બાળી શકે તથા પુરૂષને દેખી પુરૂષ મોહિત થતો નથી તેવીજ રીતે આત્મા નહિ બાળી શકે.

ચોથા પ્રકારનો જવાબ રાજા જનક મંત્રીને કહે છે કે હે મંત્રી આ જગત મારા આત્માથી જુદો છે. તો પણ મને કાંઇ નુકશાન નથી કારણ કે તમે કહ્યું કે, તમારી મિથિલા નગરી, રાજમહેલ, કુંવર, રાણી, કુંવરી, સર્વ આગથી બળી ગયાં છે. તો તેને બળવા દો. કારણ કે હું બળી નથી ગયો. મારો રાજમહેલ, રાણી, કુંવર, કુંવરી સર્વ બળ્યું પણ હું નથી બળ્યો, હું તો તમારી સામે આ રહ્યા શિષ્યોના હૃદયમાં જે સંસાર રૂપી કાંટા છે તે વ્યાસજીના સદ્‌ઉપદેશ રૂપી આગથી બાળી રહ્યા છું. એવી દુર્લભ અમૃતરૂપી વાણી સાંભળીને મારૂં મન બીજી બાજુ જતું

નથી મારૂં મન તે પરમાત્માની તરફ લાગ્યું છે હે મંત્રી ? પરમાત્માની તરફ મન લગાડવાનું ઠીક છે કે ? દુનિયાની તરફ મન લગાડવાનું ઠીક છે ? તે તમે કહો. એમ જ્યારે રાજા જનકે મંત્રીને કહ્યું. ત્યારે મંત્રી રાજા જનકની દઢતા જોઈને લજ્જા પામી રાજા જનકના ચરણુમાં પડયો. અને રાજાના ચરણની રજ લઇ પોતાને મસ્તકે ચડાવી બોલ્યો કે હજુર આપનું જ્ઞાન ઘણુંજ છે. સંસાર તો દુઃખ રૂપ છે, પરમાત્માની તરફ મન લગાડવું એજ શ્રેષ્ઠ છે. એમ બોલી મંત્રી મૌન રહ્યો. ત્યારે સર્વ સભાના શ્રોતાજન રાજા જનકનું દિવ્ય જ્ઞાન જોઇ કરી આશ્ચર્ય પામ્યા, અને લજ્જા પણ પામ્યા, તે વખતે વ્યાસજી પણ બોલ્યા કે હે ઋષિ મુનિઓ તમે તમારા મનમાં જે અભિમાન કરતા હતા. કે રાજા જનક પ્રપંચી ગૃહસ્થ છે અને ભોગી છે, અમે બ્રહ્મર્ષિ-તથા રાજર્ષિ છીએ, અમારો દરજ્જો રાજા જનકથી મોટો છે. કારણ કે અમે જોગી છીએ અને રાજ જનક પ્રપંચી ભોગી છે. તો પણ વ્યાસજીએ એને આગળ આસન કેમ આપ્યું હશે ? એવું અભિમાન તમારા મનમાં આવ્યું, તે મિથ્યા અભિમાન આવ્યું હતું. હે ઋષિ મુનિઓ તમે સર્વ મારી પાસે જુઠું બોલી તમારી, ધોતી, લંગોટી, મૃગચર્મ, કમંડળ વગેરેની આગથી રક્ષા કરવા ગયા. અને તમારી ચીજો બીજી જગ્યાએ રાખીને આવ્યા છો. કારણ કે જનકપુરીમાં આગ લાગી ત્યારે તમારા મનમાં આવ્યું કે અમારી કોઇ ચીજ નહિ બળી જાય એવું તમે સમજીને

તપાસ કરવાને ગયા. તમે ધોતી, કમંડળ, મૃગચર્મ, વગેરેને આગથી ન બળે તેવી જગ્યાએ રાખી મારી પાસે આવીને બેસી ગયા છો. તો હે? ઋષિ મુનિઓ, તમને ધોતી, કમંડળ મૃગચર્મ, વગેરેનો ઘણો મોહ છે. જેની રક્ષા કરવાને તમે દેવને પણ દુર્લભ એવી કથા છોડીને ગયા, જુઓ રાજા જનકનો રાજમહેલ, કુંવર, કુંવરી, રાણી વગેરે સર્વ આગથી બળી ગયું. તોપણ રાજા જનક કથા છોડીને તેની રક્ષા માટે ગયા નહિ તે પોતે તો ગયા નથી પણ તેમનું મન પણ ત્યાં ગયું નથી. મહારાજા જનક બ્રહ્મવેત્તા છે. અને તેમની બ્રહ્મનિષ્ઠા કેવી છે તે જુઓ અને મહારાજા જનકને તમે પ્રપંચી ભોગી ગૃહસ્થ ન સમજો મારાથી પણ મહારાજા જનક ઘણા જ્ઞાની છે. અને અધિક માન્ય કરવા યોગ્ય છે. એમ વ્યાસજીની સાચી વાણીને સાંભળી કરી સર્વ ઋષિ મુનિ લજ્જા પામ્યા તથા પોત પોતાનું અભિમાન છોડી કરીને મહારાજા જનક ઉપર પુષ્પની વૃષ્ટિ કરીને સર્વ ઋષિ મુનિ હાથ ઉઠાવીને કહેવા લાગ્યા કે આ દુનિયામાં રાજા જનક જેવો કોઈ બ્રહ્મવેત્તા નથી તેમજ આ સભામાં સર્વથી અધિક બ્રહ્મવેત્તા રાજા જનક છે. એમ કહી સર્વ ઋષિમુનિઓ જગતગુરૂ વ્યાસજીને વંદના કરી, અને રાજા જનકને પણ આશીર્વાદ આપી સભા સમાપ્ત કરી સર્વ ઋષિમુનિ પોતપોતાના આશ્રમે ગયા.

માટે હે ગૃહસ્થો! આ તો રાજા જનકનું દષ્ટાંત છે. કહેવાનું તાત્પર્ય એ છે કે જેવી રીતે રાજા જનક એક ગૃહસ્થ હતા તેમજ રાજકાજ પણ કરતા હતા. તો પણ રાજા જનકની

સંસારના ભોગમાં શ્રધ્ધા હતી નહિ. પરંતુ રાજા જનકે પોતાના આત્મામાં સદા નિઃસંગ નિષ્ઠા રાખી બાહ્ય દૃષ્ટિથી અને વ્યવહાર દૃષ્ટિથી રાજા જનક રાજકાજનો સર્વ વ્યવહાર કરી રહ્યા હતા. તોપણ પરમાર્થ દૃષ્ટિથી પોતાના આત્માને અસંગ સચ્ચિદાનંદરૂપ જાણતા હતા અને અકર્તા, અભોકતા, અસંગ સચ્ચિદાનંદરૂપ જાણતા હતા.

તેવી રીતે ગૃહસ્થાશ્રમી લોકો, ખેતીવાડી કરી પોતાના ઘરનો નિર્વાહ કરે, અથવા કોઈની નોકરીચાકરી કરી ઘરનો નિર્વાહ કરે, અથવા વેપારથી પોતાના કુટુંબનો નિર્વાહ ચલાવે. પરંતુ સંસાર તથા સંસારના ભોગોમાં રાજા જનકની પેઠે આસ્થા ન રાખી પોતાના ધર્મ પાળી દયા ધર્મનું સેવન કરી એક પરમાત્મા સાચો છે તેવો આપણા હૃદયમાં નિશ્ચય કરી, આપણા મનનુ લક્ષ એક ઈશ્વર ઉપર રાખી મનની દઢતા શુદ્ધ સાચા હૃદયથી પરમાત્મા ઉપર રાખીએ તો મહારાજા જનકની પેઠે દુનિયાનો સંપૂર્ણ વ્યવહાર કરશો તો આ લોક તથા પરલોકનું સુખ મળશે.



## ૨

પરમાત્મામાં મન રાખવાને બીજું દૃષ્ટાંત કહીએ છીએ તે સાંભળો. એક માણસ તીર્થ કરવાને માટે કાશીપુરી જવાને નીકળ્યો. તેના ગામથી કાશીપુરી પાંચસો ગાઉ દૂર હતી. ઘણું દૂર હોવાથી તે માણસે પોતાના મનમાં વિચાર કર્યો કે મારા ગામથી કાશીપુરી ઘણે દૂર છે અને કાશીપુરીની જાત્રાએ મારે

જરૂર જવુ છે માટે હું હમેશાં દશ ગાઉ ચાલું તો માસ બે માસમાં જરૂર કાશીપુરી પહોંચી જાઉં. એવો મનમાં નિશ્ચય કરીને હંમેશ દશ દશ ગાઉ ચાલી રહ્યા છે. માર્ગમાં ઘણા માણુસો તેને મળે છે. તે માણુસો સાથે વાતચિત કરે છે. તો પણુ તે કાશીપુરી જવાનું ભુલતો નથી. તેતો કાશીપુરીને માર્ગેજ ચાલ્યો જાય છે. રસ્તામાં નાના મોટા શહેરો અને ગામો આવ્યા તે દરેક શહેરો અને ગામો જોતો જાય છે. પણુ કાશીપુરી જવાનું તે માણુસ ભુલતો નથી. આગળ ચાલતા મોટા મોટા પર્વતો આવ્યા તે પણુ જોતો જાય છે. પણુ કાશીપુરીના રસ્તો ચુકતો નથી, ત્યાર બાદ એક મોટી નદી આવી, ત્યાં વિશ્રાંતિને માટે મુકામ કર્યો. અને નદીમાં સ્નાન કરી સંધ્યા પૂજા કરી રસોઇ બનાવીને જમ્યો, જમીને કાશીપુરીના રસ્તે ચઢયો, આગળ ચાલતાં પ્રયાગ ક્ષેત્ર આવ્યું ત્યાં હજામત કરાવી તથા ત્રિવેણીમાં સ્નાન કરી દાન પુણ્ય કરી કાશીપુરીના રસ્તે ચાલવા માંડયું, ચાલતાં ચાલતાં કેટલેક દહાડે તે કાશીપુરી પહોંચ્યો, કાશીપુરી પહોંચ્યો ત્યારે તેને ઘણોજ આનંદ થયો, અને વિશ્રાન્તિ મળી,

માટે હે ? સદ્‌ગૃહસ્થો પરમાત્મામાં તમારૂં મન રાખો અને તમારા મનનો આશ્રય પરમાત્માને બનાવો. પરમાત્માને નહિ ભુલી આ જગતનો સંપૂર્ણ વ્યવહાર કરો તો તમને કોઈ પણુ બાબતનુ નુકશાન થશે નહિ. અને છેવટ પરમાત્માની પાસે પહોંચશો. જેમ તે માણુસ કાશીપુરીમાં જઈ પહોંચ્યો તેમ તમે પણુ કોઈ દિવસ પ્રભુના ધામને પામશો.



૩

કોઇ એક શહેરના રાજા અને મંત્રી બન્ને જંગલમાં હવા ખાવા માટે રથમાં બેસીને નીકળ્યા. રસ્તે ચાલતાં કેટલીએક છોડીઓ રમત રમતી હતી. કોઈ ઢીંગલીને લુગડાં પહેરાવતી હતી તો કોઇ માટી પલાળીને તેના રોટલા રોટલી બનાવતી હતી. ત્યાં રાજા અને મંત્રી જઇ ચડયા. રાજાએ છોડીઓને પૂછયું કે તમે આ શું કરો છો. છોડીઓ રાજાને જોઇને શરમાઇ ગઇ પણ એક હીંમતવાળી છોડી હતી તે બોલી મહારાજા અમે મોટી થઇશું અને સાસરે જઇશું અને સાસરે જઇશું ત્યારે અમારે રસોઈ બનાવીને અમારા પતિને જમાડવા પડે છે માટે શીખીએ છીએ તેમજ અમારે બાળબચ્ચાંને વસ્ત્ર પહેરાવવાં પડે તેથી તે પણ શીખીએ છીએ. ઉપરનો જવાબ સાંભળી રાજા બહુ પ્રસન્ન થયા અને રૂ. ૨૦) આપીને કહ્યું કે તમે મીઠાઈ લઈને ખાજો. એમ કહીને રાજાએ તથા રાજમંત્રીએ આગળ રથ ચલાવ્યો. આગળ ચાલતાં કેટલાક છોકરાઓ રસ્તામાં એક ખાડો પાડતા હતા. તે જોઈ રાજાએ પુછયું. છોકરાઓ રસ્તામાં ખાડો કેમ પાડો છો. કોઇનો રસ્તે ચાલતાં અંદર ,પગ પડશે તો તેના પગ ભાંગી જશે. ત્યારે તે છોકરાઓમાંથી એક સાત આઠ વરસનો બ્રાહ્મણનો છોકરો બોલ્યો કે હે મહારાજા જે વગર વિચારે ચાલશે તે આ ખાડામાં પડશે. બ્રાહ્મણના છોકરાની વાત સાંભળી રાજા બહુ ખુશી થયા. અને છોકરાને ઈનામ આપ્યું. મંત્રી તે છોકરા ઉપર બહુ ખુશી થયો અને

તેને પોતાના રથમાં બેસાડી દીધો. પૂરી કરીને રાજા અને મંત્રી શહેરમાં આવ્યા. રાજા રાજમહેલે ગયા અને મંત્રી પોતાને ઘેર ગયો. મંત્રીએ ઘેર આવી પોતાની સ્ત્રીને કહ્યું કે આ બ્રાહ્મણનો છોકરો બહુ હુશિઆર અને ચાલાક છે. તેમજ બુધ્ધિશાળી તથા ભાગ્યશાળી છે. માટે આપણે કાંઇ છોકરૂં નથી તો તેને રાખીએ તો કેમ? સ્ત્રીએ કહ્યું ઘણુંજ સારૂ મને પણ ગમ્યું. પણ તે છોકરાના માબાપને બોલાવીને તેમને ખુશી કરીને આપણી પાસે રાખીએ તો ઠીક. પછી મંત્રીએ તે છોકરાના માબાપને બોલાવી તેમને ખુશી કરી છોકરાને મંત્રીએ પોતાને ત્યાં રાખ્યો હવે રાજ-મંત્રીએ છોકરાને મોટા વિદ્વાનો પાસે ભણવાને મોકલી હુંશિઆર બનાવ્યો ત્યાર બાદ પ્રભુ કૃપાથી મંત્રીને પણ પુત્ર થયો. અને તે પણ વિદ્વાનો પાસે અભ્યાસ કરવા લાગ્યો.

એક રાત્રે રાજાને સ્વપ્ન આવ્યું કે એક સુંદર સોનાની થાળી છે. તે થાળી ઉપર લીલું ઘાસ ઊગ્યું છે. અને તે ઉપર એક દાતરડું છે તે દાતરડા ઉપર એક રૂપાની થાળી છે. એ રીતનું રાજાને સ્વપ્ન આવ્યું. બીજે દિવસે રાજાએ કચેરી ભરી તેમાં સર્વ અમલદારો બેઠા હતા તે વખતે રાજાએ તેના મંત્રીને કહ્યુ કે ગઈ રાત્રે મને એવું સ્વપ્ન આવ્યું કે એક સુંદર સોનાની થાળી જોવામાં આવી તે થાળી ઉપર લીલું ઘાસ ઊગેલું માલુમ પડ્યું તે ઘાસ ઉપર એક દાતરડું હતું અને દાતરડા ઉપર એક રૂપાની થાળી હતી. એ રીતનું સ્વપ્ન આવ્યું હતું. માટે હે! મંત્રી

એનો અર્થ શું છે? તેનો જવાબ મને આપો. રાજમંત્રી હાથ જોડી બોલ્યો કે–હજુર આનો જવાબ હું કાલે આપીશ. રાજા બોલ્યા ઠીક કાલે જવાબ આપજો. કચેરી બરખાસ કરી સર્વ પોતપોતાને મકાને ગયા.

મંત્રી પોતાના મકાને આવી પલંગથી અંદર પડયો અને વિચાર કરવા લાગ્યો કે મને રાજાએ પૂછેલ પ્રશ્નનો જવાબ આવડતો નથી જેથી મંત્રી પોતાના મનમાં અફસોસ કરવા લાગ્યો. એટલામાં તેની સ્ત્રી તેની પાસે આવીને પૂછવા લાગી કે, મહારાજ આપની તબીયત કેમ છે આપ આજ ઉદાસ થઇને પલંગની ઉપર કેમ પડયા છે? મંત્રી બોલ્યો કે ઘણા દુઃખની વાત બની છે. આજે કચેરીમાં રાજાએ મને એક પ્રશ્ન પૂછયો છે, તેનો જવાબ મારી બુદ્ધિમાં નથી આવતો. જો હું પ્રશ્નનો જવાબ કાલે નહિ આપુ તો મંત્રીપદ રાજા ખુંચવી લેશે. એ પ્રમાણે મંત્રીએ પોતાની સ્ત્રીને કહ્યું, સ્ત્રીને પણ દીલગીરી ઉપ્તન્ન થઇ, એટલામાં મંત્રી પાસે બ્રાહ્મણનો પુત્ર આવી ચડયો, અને કહેવા લાગ્યો કે પિતાજી આપની તબીયત કેમ છે, આજે મને તમારો ચહેરો ઉદાસ કેમ દેખાય છે, મંત્રી અમારૂં દુઃખ તમને કહેવા લાયક નથી. તમે હજી છોકરાંઓ છો. જે દુઃખ અમારાથી દૂર નથી થઇ શકતું તે દુઃખ તને શું કહું! ફરી બ્રાહ્મણનો પુત્ર બોલ્યો કે પિતાજી અમારાથી તમારૂં દુઃખ દૂર ન થાય પણ અમને કહો તો ખરા; ત્યારે મંત્રી બોલ્યો કે હે પુત્ર! રાજાને એક સ્વપ્ન આવ્યું છે એમ કહી રાજાને જે સ્વપ્ન આવ્યું હતું તે બ્રાહ્મણ પુત્રને કહી

સંભળાવ્યું, પછી મંત્રી બોલ્યો કે રાજાએ એ સ્વપ્નનો ખુલાસો માંગ્યો છે. અને એ પ્રશ્નનો ખુલાસો હું આપી શકું તેમ નથી, માટે ઉદાસ થઇને બેઠો છું. તે પ્રશ્નનો જવાબ નહિ આપું તો મારૂં મંત્રીપણું જશે. એ પ્રમાણે મંત્રીની વાત સાંભળી બ્રાહ્મણ પુત્ર બોલ્યો કે પિતાજી તમે કોઈ બાબતની ફિકર કરશો નહિ. જે રાજા સાહેબે આપને પૂછયું છે. તેનો ઉત્તર બહુ મોટો નથી. માટે તમે કાલે રાજાની કચેરીમાં જાઓ અને મહારાજા તેમનો જવાબ માગે ત્યારે તમારે કહેવું કે, હે રાજા આ નજીવી બાબતનો જવાબ હું આપું તેમાં કાંઇ પણ નવાઇ નથી. પણ આ બાબતનો જવાબ મારો પુત્ર પણ દેશે. એમ મહારાજા સાહેબને કહેજો એટલે મહારાજા સાહેબ મને ત્યાં બોલાવશે. તે વખતે હું ત્યાં આવી જવાબ આપીશ. એ પ્રમાણે બ્રાહ્મણપુત્રે જ્યારે મંત્રીને કહ્યું ત્યારે મંત્રીએ ખુશી થઈ ખાઈ પીને નિદ્રા લીધી, બીજે દિવસે સવારમાં મંત્રી કચેરીમાં ગયો. ત્યાં પોતાની જગ્યાએ બેઠો. ત્યારબાદ રાજાએ મંત્રીને પૂછયું કે મારા પ્રશ્નનો જવાબ આપો. તે વખતે મંત્રી બોલ્યો કે, મહારાજા તમારા પશ્નનો જવાબ હું આપું તેમાં શી નવાઇ ? તેનો જવાબ તો મારો પુત્ર પણ દેશે. ત્યારે રાજાએ ચકિત થઇ પૂછયું કે તમારા એ પુત્રમાંથી કયો પુત્ર જવાબ આપશે જ્યારે મંત્રીએ કહ્યું કે જે બ્રાહ્મણનો પુત્ર છે તે જવાબ આપશે. ત્યારે રાજાએ હુકમ કરી દુત મોકલી બ્રાહ્મણ પુત્રને બોલાવ્યો. બ્રાહ્મણ રાજાની કચેરીમાં આવ્યો અને રાજાને પ્રણામ કરી બેઠો.

તે વખતે રાજાએ પુછયું કે તમે મારા પ્રશ્નનો ઉત્તર દેશો ? ત્યારે બ્રાહ્મણપુત્ર બોલ્યો કે તમારા પ્રશ્નનો જવાબ આપવો એ તમારા મંત્રીનું કામ છે, પણ જો તમારે મારી પાસેથી પ્રશ્નનો જવાબ લેવો હોય તો મને ફક્ત તમારા પ્રશ્નનો જવાબ આપું ત્યાં સુધી મંત્રીપદ આપી મંત્રીનો પોશાક આપો ત્યારે રાજાએ તેને મોટા સત્કારથી મંત્રીપદ તથા પોશાક આપી માનપુર્વક પોતાની જમણી બાજુએ બેસાડયો. ત્યારે બ્રાહ્મણપુત્ર બોલ્યો કે હે રાજન પૂછો તમારે શું પ્રશ્ન પુછવો છે. જ્યારે રાજાએ આવેલ સ્વપ્નાની વાત કહી સંભળાવી. ત્યારે બ્રાહ્મણપુત્રે જવાબ આપ્યો કે હે રાજન્ સાંભળો જે તમે સ્વપ્નામાં સુંદર સોનાની થાળી જોઇ હતી તે આ પૃથ્વી છે. જે તમે સોનાની થાળી ઉપર લીલું ઘાસ જોયું હતું તે મનુષ્યાદિ સર્વ પ્રાણી છે. જે તમે ઘાસની ઉપર દાતરડું જોયું હતું તે સર્વનો નાશ કરનાર કાળ ભગવાન છે. જે તમે દાતરડાની ઉપર રૂપાની થાળી જોઇ હતી તે આકાશ છે. એમ બ્રાહ્મણપુત્રે જવાબ આપી રાજાને કહ્યું કે હે રાજન એ તમારા સ્વપ્નના પ્રશ્નનો ઉત્તર છે, એમ કહીને બ્રાહ્મણ પુત્રે મંત્રીનો પોશાક કાઢી રાજાને આપી દીધો અને રાજાની જમણી બાજુએથી ઉઠી કચેરીમાં જ્યાં સાધારણ માણસો બેઠા હતા ત્યાં બેસી ગયો. રાજાએ બ્રાહ્મણના છોકરા ઉપર ઘણાજ પ્રસન્ન થઇ તેને મંત્રીપદ આપવા માંડયું. ત્યારે બ્રાહ્મણનો પુત્ર બોલ્યો કે મારે તમારૂં ઇનામ કે મંત્રીપદ નથી જોઇતું. મંત્રીપદ ઉપર મારા ધર્મ પિતા છે. તેજ મંત્રી

પદ ઉપર રહેશે. એમ કહી બ્રાહ્મણનો પુત્ર ચાલ્યો ગયો. ત્યાર બાદ કચેરી પણ સમાપ્ત થઇ સર્વ પોતપોતાના ઘેર ચાલ્યા ગયા.

મંત્રી પણ પોતાના ઘેર આવી વિચાર કરવા લાગ્યો કે આ બ્રાહ્મણનો પુત્ર કોઇ દિવસ મંત્રીપદ લેશે. જેથી કરી મારા પુત્રને મંત્રીપદ નહિ મળે. કારણ કે તે ઘણોજ બુધ્ધિ વાળો અને ચાલાક છે માટે કોઇ પણ રીતે બ્રાહ્મણના પુત્રને મારી નંખાવવો. એવો વિચાર કરી મંત્રીએ કસાઇ ઉપર એક ચીઠી લખી તેમાં લખ્યું કે ચીઠી લાવનારને મારી નાંખવો. એવી મતલબની ચીઠી લખી, બ્રાહ્મણ પુત્રને બોલાવી ચીઠી આપીને કહ્યું કે આ ચીઠી કસાઇને આપી આવ ત્યારે બ્રાહ્મણ પુત્ર ચીઠી લઇ કસાઇને આપવા ગયો. પ્રણ પ્રભુની ગતિ ન્યારીજ છે. મારનાર કરતાં બચાવનાર મોટો છે. જેના ઉપર પ્રભુની પૂર્ણ કૃપા છે. તેને કોણ મારનાર છે, હવે એવું બન્યું કે મંત્રીનો પુત્ર નિશાળે ગયો હતો તે નિશાળેથી ઘેર આવતો હતો. ત્યાં રસ્તામાં તે બ્રાહ્મણના પુત્રને મળ્યો અને કહ્યું કે હું મારી ચોપડી નિશાળે ભુલી ગયો છું માટે તે મને લાવી આપ. ત્યારે બ્રાહ્મણ પુત્ર બોલ્યો કે મને પિતાજીએ આ ચીઠી આપવા જવાનું કહ્યું છે. માટે હું ચીઠી આપી આવું. મંત્રીપુત્ર બોલ્યો કે તું મારી ચોપડી લઇ આવ અને હું ચીઠી આપી આવું. મંત્રીપુત્ર બ્રાહ્મણના પુત્ર પાસેથી ચીઠી લઇ કસાઇને આપવા ગયો. અને બ્રાહ્મણપુત્ર નિશાળે ચોપડી લેવા ગયો. હવે મંત્રીપુત્રે કસાઇને ચીઠી આપી ત્યાંજ કસાઇએ તેને મારી નાંખ્યો. બ્રાહ્મણપુત્ર ચોપડી લઈ ઘેર ગયો

બ્રાહ્મણપુત્રને જોઈ કરી મંત્રી બોલ્યો તું કયાંથી આવ્યો. ચીઠી આપવા નથી ગયો. ત્યારે બ્રાહ્મણપુત્રે રસ્તામાં બનેલી હકીકત કહી દીધી એ સાંભળી તુર્ત મંત્રી ત્યાંથી ઊઠીને કસાઈને ઘેર ગયો. કસાઈને પૂછયું કે આવેલ છોકરો કયાં છે. ત્યારે કસાઈ બોલ્યો કે તેને આપના લખવા પ્રમાણે મારી નાખ્યો છે. પછી મંત્રી ત્યાંથી ઘેર આવી શોક કરવા લાગ્યો તેને શોક કરતો જોઈને બ્રાહ્મણપુત્ર બોલ્યો પિતાજી તમે કેમ શોક કરો છો, ત્યારે મંત્રી બોલ્યો કે ભાઈ કુડના ડાંડીયા કપાળે લાગ્યા. મારી બુદ્ધિ ભ્રષ્ટ થઈ જવાથી તને મરાવી નાંખવાને માટે ચીઠી આપી કસાઈને ત્યાં મોકલ્યો હતો. પણ તું નહિ મરતાં મારો છોકરો મરી ગયો. તેટલા માટે હું શોક કરૂં છું, ત્યારે બ્રાહ્મણપુત્ર બોલ્યો હે ??? પિતાજી જે વખતે હું તથા બીજા છોકરાઓ રસ્તામાં ખાડ ખોદતા હતા તે વખતે ત્યાંથી તમે તથા રાજાજી નીકળ્યા, અને રાજાજીએ અમને પુછયું કે તમે શા માટે ખાડ ખોદો છો કોઈ પડશે તો મરી જશે. તે વખતે મેં કહ્યું હતું કે જેના મનમાં પાપ હશે અને વગર વિચાર્યે ચાલશે તેજ આ ખાડમાં પડશે. તેમ તમે મને મારવાને મોકલ્યો. પણ તમારા મનમાં પાપ હતું. તેથી હું ન મરતાં તમારોજ પુત્ર મર્યો. માટે હે ! પિતાજી પાપ-બુદ્ધિ કોઈ દિવસ ન કરવી. કારણ કે જેના મનમાં પાપ હશે તેજ મરશે. પછી મંત્રી બોલ્યો કે મારા મનમાં પાપ હતું તે મને જ નડયું. બ્રાહ્મણ પુત્ર બોલ્યો હે પિતાજી કરશે તે ભરશે. તમે કરશો તે તમારે ભોગવવું પડશે. અને હું કરીશ તે મારે ભોગવવું પડશે. માટે કોઈ દિવસ પાપી વિચાર ન લાવવા.

માટે હે સજ્જનો ! જુઓ, મંત્રીની પાપી બુધ્ધિ થઈ અને બ્રાહ્મણના છોકરાને મારવાનો વિચાર કર્યો પણ બ્રાહ્મણ પુત્ર નહિ મરતાં પોતાનોજ પુત્ર મુઓ, માટે આ દુનીયામાં જેના મનમાં પાપ હશે. તેજ પાપ તેને દુઃખ આપશે. તમે બીજાનું બુરૂં કરવાનું ઇચ્છશો તો પ્રથમ તમારૂંજ બુરૂં થશે! માટે કોઈ દિવસ કોઈનું બુરૂં કરવું નહિ તેમજ કોઇને કાંઇ પણ દુઃખ થાય તેવું કાર્ય પણ ન કરવું જેથી પ્રભુ રાજી રહેશે અને તમારૂં પણ કલ્યાણ થશે. અસ્તુ.



૪

કોઇ એક રાજાની પંદર સોળ વર્ષની પુત્રી પોતાના શહેરથી થોડે દૂર પોતાનો બાગ હશે ત્યાં ગાડીમાં બેસીને ફરવા જતી હતી. રસ્તામાં એક ગરીબ ક્ષત્રિયના છોકરે તેને જોઇ ને તેના ઉપર આશક થયો, પણ રાજપુત્રીનું ધ્યાન તેના ઉપર ન હતું. રાજપુત્રી બગીચે ફરવા ચાલી ગઇ, અને દીન ક્ષત્રિયપુત્ર પણ પોતાને ઘેર ગયો. ઘેર જઇ ખાટલા ઉપર પડયો. તેનું મન પણ ફક્ત એક રાજપુત્રી ઉપરજ લાગેલું છે. તે ખાટલામાં પડયો પડયો વિચાર કરે છે કે મારૂં મન રાજપુત્રી ઉપર ચોટયું છે. પણ હું એક ગરીબ માણસ છૂં. તો મને રાજા પોતાની દીકરી કેમ આપે. પોતાનાં મનમાં ઘણા વિચારો કરે છે. પણ મન કોઇ રીતે સમજતું નથી. ખાવું પીવું પણ ગમતું નથી. શરીર નબળું પડતું

જાય છે. તેના માતપિતા તેને પૂછે છે કે પુત્ર તને શું રોગ થયો છે કે તું ખાતો પણ નથી અને શરીર પણ નબળું પડતું જાય છે. ત્યારે તે કાંઇ પણ જવાબ આપતો નથી. બિચારા માબાપને કયાંથી ખબર પડે કે પુત્રને તો રાજાની પુત્રી પરણવાનો રોગ થયો છે! હવે તેના માબાપે એક વૈદ્યને બોલાવ્યો અને તેનું શરીર બતાવ્યું. પણ વૈદ્યથી તેનો કાંઈ પણ રોગ કળી શકાયો નહિ. તેથી વૈદ્યે કહ્યું કે હું કાંઇ પણ રોગ જાણી શકતો નથી એમ કહી ચાલ્યો ગયો.

વૈદ્યના ગયા પછી ક્ષત્રિય પુત્રે તેના માબાપને કહ્યું. તમે વૈદ્યને કે કોઇ મોટા હકીમને બોલાવશો તો પણ મારો રોગ કોઇ જાણી શકશે નહિ. ત્યારે તેના માબાપ બોલ્યા કે પુત્ર તને તારા રોગની ખબર છે? ત્યારે તે બોલ્યો કે મારા રોગની મને ખબર છે અને તે રોગ કોઇથી મટે તેમ નથી માટે હું કહીશ નહિ. અને જો કહીશ તો પણ લોકો મારી નિંદા અને હાંસી કરશે. ત્યારે તેના માબાપ બોલ્યા કે તને તને રોગની ખબર છે તો પણ કેમ કહેતો નથી. અમારાથી બનશે ત્યાં સુધી ઉપાય કરીશું. એ પ્રમાણે તેના માબાપના બહુ આગ્રહથી બોલ્યો કે રાજપુત્રી ઉપર મારૂં દીલ ચોંટયું છે માટે જો તમે મને તે પરણાવો તો તુરત મને આરામ થઇ જાય. એ વાત સાંભળીને નવાઈ લાગી. અને કહેવા લાગ્યા કે આપણા ઘરમાં રોટલા ખાવાનું પણ ઠેકાણું નથી. તો રાજા આપણને પોતાની પુત્રી કેમ દેશે. માટે એ હઠ તું છોડી દે, ત્યારે પુત્ર બોલ્યો કે જો એ રાજાની પુત્રી મને

નહિ મળે તો હું તેના નામ ઉપર મારો પ્રાણ ત્યાગ કરીશ. એ પ્રમાણે બોલી તેણે ખાવા પીવાનું છોડી દઇ રાજપુત્રીના નામનો જાપ જપવા માંડયો. આ વાતની ગામના લોકોને ખબર પડી, અને તે ગરીબ ક્ષત્રિય પુત્રની સૌ કોઇ હાંસી કરવા લાગ્યું. આ વાત છેવટ રાજા પાસે ગઇ. રાજાએ કહ્યું કે ભલે મરી જાય. જેને ત્યાં ખાવાનું પણ ઠેકાણું નથી તેવા માણસને હું મારી દીકરી પરણાવીશ નહિ. હું તો કોઇ મોટા રાજ્યમાં એને પરણાવીશ. કાલે કોઈ માણસ મારા રાજ્યની ઇચ્છા કરશે એટલે શું હું તેને મારૂં રાજપાટ આપી બાવો બની ચાલ્યો જઇશ ?

ઉપરની વાતને કેટલાક દિવસ થઇ ગયા બાદ કોઇ દાસી માર્ફત એ વાતની ખબર રાજપુત્રીને પડી રાજપુત્રીએ દાસીને પૂછયું શું તે માણસ મારા માટે મરવા તૈયાર થયો છે? તો હું પિતાજીને કહીને અવશ્ય તેનેજ વરીશ. બીજે દિવસે રાજ પુત્રીએ રાજાને વાત કહી કે-પિતાજી આ પણા શહેરમાં કોઇ એક ગરીબ ક્ષત્રિયનો પુત્ર મારા ઉપર મોહિત થયો છે. અને જ્યાં સુધી હું તેને ન મળું ત્યાં સુધી તેણે અન્ન પણ ખાવાનું તજી દીધું છે. માટે મારો વિચાર એને વરવાનો થયો છે. ત્યારે રાજા બોલ્યો પુત્રી એવી ઇચ્છા ઘણાએ કરે તેથી શું? તારૂં લગ્ન તો કોઇ મોટા રાજ્યમાં કરીશું. એ પ્રમાણે રાજાનું બોલવું સાંભળી રાજપુત્રી બોલીઃ પિતાજી એનું અને મારૂં મન મળશે. તે મારા ઉપર પ્રેમ રાખશે એથી અધિક સુખ મારે નથી જોઇતું. પિતાજી ધારો કે તમે મારૂં લગ્ન

કોઈ એક મોટા રાજકુમાર સાથે કરશો પણ રાજકુમારનું અને મારૂં મન નહિ મળે તો રાજકુમાર બીજી રાણી પરણશે ત્યારે મને કેટલું કષ્ટ પડશે તેનો આપે વિચાર કર્યો. જો પતિ પત્નીને પ્રેમ હોય તોજ સંસારનું સુખ મળી શકે. પ્રેમ એ એવી વસ્તુ છે કે તેની આગળ મોટા મોટા રાજ્યો પણ કાંઈ હિશાબમાં નથી માટે પિતાજી મારા માટે જે માણસ ખાન પાન ત્યાગી પ્રાણ ત્યાગવાને માટે તૈયાર છે તેને છોડી હું બીજા સાથે લગ્ન નહિ કરૂં. હું આપની પાસે પ્રતિજ્ઞા કરીને કહું છું કે જો હું પરણીશ તો તેનીજ સાથે પરણીશ. બાકી દુનિયા ઉપર સર્વ મારા ભાઈ બાપ સમાન છે. આવી રીતની રાજપુત્રીની હઠ જોઇ રાજાએ ઘણીજ ધામધુમથી તે મરવા પડેલ ગરીબ ક્ષત્રિય પુત્ર સાથે પોતાની પુત્રી પરણાવી. અને પોતાને પુત્ર નહિ હોવાથી રાજપાટ તે ક્ષત્રિય પુત્રને આપી રાજા કાશીક્ષેત્રમાં જઇને રહ્યા.

માટે હે સજ્જનો! જુએ તે ગરીબ માણસ હતો અને તેને કોઈ રીતે રાજાની પુત્રી મળે તેમ નહતી. પણ પોતાની આત્મશ્રધ્ધાથી રાજાની પુત્રી તો મળી પણ સાથે રાજપાટ પણ મળ્યું. માટે સજ્જનો તમે પણ પરમાત્મા ઉપર એવી શ્રદ્ધા અને પ્રેમ રાખો તો જરૂર તમને પણ પ્રભુ મળશેજ.



૫

એક મહાત્મા ગંગાને કિનારે બેઠા હતા. અને તેમની પાસે કેટલાક ભક્ત લોકો બેઠા હતા. તે વખતે ગંગાના જળમાં એક ઝેરી વીંછી તણાતો આવતો હતો. તે વીંછી મહાત્માની નજરે પડયો. તે જોઈ તુરત મહાત્મા વીંછીને બહાર કાઢવા ઊઠયા અને કિનારે જઈ લાંબો હાથ કરી વીંછીને હાથ ઉપર લીધો. એટલે વીંછીએ મહાત્માના હાથ ઉપર ડંખ માર્યો. ડંખ મારવાથી મહાત્માનો હાથ તરછોડાઇ ગયો તેથી વીંછી પાછો પાણીમાં જઈ પડયો. મહાત્માએ તેનો અવગુણ ન જોતાં પોતાના દયાળુ સ્વભાવથી પાછો લાંબો હાથ કરી કાઢવા લાગ્યા, ત્યારે પાસે બેઠેલા ભકત લોકો કહેવા લાગ્યા કે આ દુષ્ટ પ્રાણી છે. તેના ઉપર આપ કેમ દયા કરો છો. કારણ કે તે કરડયા વિના રહેનાર નથી તો પણ લાંબો હાથ કરી ફરી વીંછીને બહાર કાઢવા માંડયો ત્યારે પણ મહાત્માને જોરથી ડંખ માર્યો ને પાછો પાણીમાં પડયો. આ વખતે મહાત્માને બહુ વેદના થવા લાગી. તોપણ મહાત્મા ત્રીજી વખત કાઢવા ગયા તે વખતે ફરી ભકત લોકો મહાત્માને કહેવા લાગ્યા. ત્યારે મહાત્મા બોલ્યા કે—તે ડંખ મારે છે તેમાં તેનો દોષ નથી. એ તો એનો ધર્મ એટલે સ્વભાવજ છે. એમ કહી મહાત્માએ વીંછીને હાથમાં લઇ બહાર ફેંકી દીધો. જુઓ મહાત્માને વીંછી ત્રણ વખત કરડયો તો પણ મહાત્માએ વીંછીની રક્ષા કરી અને તેના નીચ કૃત્ય સામુ ન જોયું અને પોતાની દયા છોડી.

નહિ. એવી રીતે હે સજ્જનો! તમને કોઇ દુઃખ દે તોપણ તમારો ધર્મ છોડવો નહિ જેમ મહાત્માએ પોતાનો ધર્મ છોડયો નહિ. કોઇ અનીતિના રસ્તે ચાલતું હોય, કોઇએ પોતાનો ધર્મ છોડી દીધો હોય પણ હે ગૃહસ્થો જેવો મહાત્માએ તથા વીંછીએ પોતપોતાનો ધર્મ સંભાળ્યો, તેવી રીતે આપણે આપણા સ્વધર્મનો સ્વીકાર કરી અધર્મનો ત્યાગ કરવો. જેથી ધર્મ તમારી સહાયતા કરશે ને સ્વર્ગ સુખની પ્રાપ્તિ થશે.



૬

એક રાજા હતો તે ઘણોજ દયાળુ તથા વહેમી હતો. અને તેને ધર્મ ઉપર આસ્થા બહુ સારી હતી. તેને બે પુત્રીઓ હતી ને પુત્ર નહોતો, પ્રભુ કૃપાથી તેને ત્યાં પૂત્રનો જન્મ થયો. તે વખતે તેણે વિદ્વાન જોશીને બોલાવી તેની જન્મોત્રી કરાવી અને જોશી પાસે વંચાવી. વાંચીને જોશીએ કહ્યું કે પુત્રના ગ્રહ ઘણાજ સારા છે. તે રાજ્યની વૃદ્ધિ કરશે. ધન અને સંતત્તિમાં ભરપૂર રહેશે. રાજ વ્યવહારમાં કુશળ થશે. એ પ્રમાણે જોશીએ બહુ વખાણ કર્યાં. આ વખતે રાજપુત્રી પણ જોશી પાસે બેઠી હતી. તે ઘણીજ સુંદર હતી અને તે રાજકન્યાને જોઈ જોશી મોહિત થયો પણ રાજાની પુત્રી તે મને કેમ મળે? એ પ્રમાણે મનમાં વિચાર કરતો હતો. એવામાં રાજાએ આવી તે રાજપુત્રીની જન્મોત્રી જોશીને આપી

ને કહ્યું કે જોશી મહારાજ આ પુત્રીની પણ જન્મોત્રી જુઓ. જોઇએ. આ વખતે જોશી બહુ ખુશ થયો અને પોતાના મનમાં કહેવા લાગ્યો કે હવે રાજપુત્રી લેવાનો વખત આવ્યો છે, માટે કોઈ યુકિતથી હું તે રાજપુત્રીને મેળવીશ. એમ વિચારી રાજા પ્રત્યે જોશી જન્મોત્રી જોઇને બોલ્યો કે આ પુત્રીના ગ્રહ બહુ ખરાબ છે. જો આ પુત્રી તમારા રાજ્યમાં રહેશે તો રાજ્યનો તથા કુળનો નાશ કરશે. માટે આ પુત્રીનો આપ ત્યાગ કરો તો સર્વ વિઘ્ન જશે અને આપ સર્વ સુખી થશો આ સાંભળી રાજા બહુ ગભરાયો અને રાણીને કહેવા લાગ્યો કે હવે આપણે શું કરીશું. ત્યારે રાણી બોલી મહારાજ આપ આમ ગભરાઈ કેમ જાઓ છો ? આ બાબત શું કરવું તે જોશી મહારાજને પૂછો અને તે કહે તેમ કરીએ. પછી રાજાએ જોશીને પૂછયું કે મહારાજ હવે આ પુત્રીનું શું કરવું તેનો આપ ઉપાય બતાવો તે પ્રમાણે કરીએ ત્યારે જોશીએ પોતાના પનમાં એવો વિચાર કર્યો કે આ પુત્રીને એક લાકડાની પેટીમાં પુરાવીને નદીમાં નંખાવી દઉં તો તે પેટી નદીમાં તણાતી મારા ગામ પાસે આવશે. એટલે પેટી કાઢી લઇશ અને પછી તે રાજપુત્રી સાથે ગૃહ-સ્થાશ્રમ માંડીશ. આ પ્રમાણે વિચાર કરી તેણે રાજાને કહ્યું કે પુત્રીને એક લાકડાની પેટીમાં પુરી નદીમાં ફેંકી દેવી. ત્યાર પછી જોશીએ રાજા પાસેથી જવાની રજા લીધી રાજાએ દક્ષિણા આપી જોશીને વિદાય કર્યા. જોશી પોતાના ગામ તરફ વિદાય થયો. પોતાને ગામ જઈ તુરત તે નદી કિનારે

ગયો કારણ કે તેને રાજપુત્રીની પેટી નદીમાંથી લેવી હતી. તેથી તે નદી કીનારે બેઠો.

રાજાએ એક મજબુત લાકડાની પેટી મંગાવી તેમાં રાજ પુત્રીને પુરી નદીમાં નંખાવી દીધી. પેટી તણાતી તણાતી બીજા રાજાના રાજ્યમાં પણ એ નદી જતી હતી. ત્યાં ગઇ તે નદીના કિનારા ઉપર તે રાજાની પોલીસ ચોકી હતી. તે પોલીસે પેટી દેખી તેને બહાર કાઢી રાજા પાસે રજુ કરી. રાજાએ પોલીસને પૂછયું. આ પેકી કયાંથી લાવ્યા. ત્યારે પોલીસ બે હાથ જોડી બોલ્યો કે મહારાજા આપણી નદીમાં તણાતી આવતી હતી તે અમે બહાર કાઢી આપની પાસે રજુ કરી છે. પછી રાજાએ તે પેટી ઊઘાડીને જોયું તો તેની અંદર સુંદર ઘરેણાં પહેરેલી સુંદર કન્યાને જોઈ. ત્યરે રાજા બોલ્યા કે મારે ચાર પુત્રીઓ છે તેમની સાથે આ પણ મારી પાંચમી પુત્રી નદીએ આપી. તેને પણ હું મારી પુત્રી-ઓથી અધિક રાખીશ. એ પ્રમાણે રાજાએ તે રાજપુત્રીને પણ રાખી. વખત જતાં રાજાએ તે રાજપુત્રીને કોઇ મોટા રાજ્યના રાજકુમાર સાથે ઘણી ધામધુમથી પરણાવી.

જોશી મહારાજ નદીને કિનારે પેટીની રાહ જોઇને બેઠા છે. જે રાજાએ નદીમાંથી પેટી કાઢી લીધી હતી તે રાજાએ તેજ પેટીની અંદર એક કરડકણું રીંછને પુરી પેટી બંધ કરી નદીમાં ફેંકી દીધી. તે તણાતી તણાતી જ્યાં જોશી મહારાજ બેઠા છે ત્યાં આવી પહોંચી તે પેટીને જોઇને જોશી મહારાજ

બહુજ ખુશી થયા. અને મનમાં કહેવા લાગ્યા કે મારી કરેલ ગોઠવણ સફળ થઇ. મને હવે રાજપુત્રી મળશે અને હું આનંદ કરીશ. એમ વિચાર કરે છે એટલામાં પેટી તણાતી તણાતી પાસે આવી પહોંચી. તેને જોશી મહારાજે બહાર કાઢી અને માથે ઉપાડી ઘેર લઇ ગયા. ઘેર લાવ્યા પછી ઘરના બધા બારી બારણાં બંધ કરી પેટી ઊઘાડવાનો વિચાર કર્યો. પેટી ઊઘાડીને અંદર જોયું તો મોટું રીંછ બરાડા પાડતું બહાર નીકળ્યું. અને જોશી મહારાજના નાક કાન ખાઇ ગયું. જોશીએ બુમે બુમો પાડવા માંડી. આસપાસના લોકો દોડી આવ્યા પણ ઘરના બારણાં બંધ એટલે જોશીને શી રીતે છોડાવે ? અંતે લોકો ઘરનાં બારણાં તોડીને જોશી મહારાજના ઘરમાં ગયા. ત્યાં જઇને જુએ છે તો જોશી મહારાજને રીંછ કરડે છે, લોકોએ રીંછને મારી ગામની બહાર કાઢયું અને પછી જોશીને પૂછયું કે મહારાજ આ રીંછ કયાંથી લાવ્યા ? પણ જોશી બિચારો શું જવાબ આપે? કહેવત ખરી છે કે "ચોરની મા કોઠીમાં મોં ઘાલી રડે" તેવી દશા જોશીની થઈ અને

**मम इच्छा समोनास्ति, दैवस्येच्छा प्रवर्तते,**

**राज-कन्या राजगृहे, भालुना विप्रो भक्ष्यते.**

માટે હે ગૃહસ્થો ? કહેવાનું તાત્પર્ય એ છે કે કોઇ પણ માણસ સાથે છળ કપટ કરવું નહિ. તેમ કોઈનું ખરાબ કરવાની ઇચ્છા પણ કરવી નહિ. કેમકે જેણે કપટ કર્યું તેનેજ

તેનું કપટ નડયું. જુઓ રાજાના મનમાં કાંઇ કપટ નહતુ. તો તેની પુત્રી મોટા રાજ્યમાં ગઇ ને જોશી મહારાજના મનમાં કપટ હતું. તો પરમાત્માએ તેને બરાબર શિક્ષા કરી અને નાક વિનાનો કરી મૂકયો. જેથી કરી દુનિયામાં કોઇને પણ પોતાનું મુખ બતાવી શકયો નહિ. માટે સજ્જનો કોઇને કદિપણ વિશ્વાસઘાત કરી દગો દેવો નહિ.



૭

પરમાત્મામાં મન લગાડવાને માટે, પનીહારી સ્ત્રીના દૃષ્ટાંત સાંભળો, એક સ્ત્રી કુવાપર પાણી ભરવાને જાય છે તેના માથે એક મોટો ઘડો છે. અને તે ઘડા ઉપર એક બીજો ઘડો છે તથા એક ઘડો ડાબા હાથથી કેડ ઉપર રાખ્યો છે, તે સ્ત્રીની સાથે એક પાંચ વર્ષનું બાળક છે. અને તેને પણ જમણા હાથથી પકડીને ચાલે છે. અહીં એક જોવાની ખુબી એ છે કે-તે સ્ત્રી કુવાપર જાય છે. અને બીજી સ્ત્રીઓ સાથે વાતચીત પણ કરે છે. તો પણ માથા ઉપર રહેલ ઘડો નીચે પડતો નથી. ડાબા હાથથી કેડ ઉપરનો ઘડો પકડયો છે, જમણા હાથથી બાળકનો હાથ પકડયો છે, પગથી ચાલી રહી છે, મુખથી બીજી સ્ત્રીઓ સાથે વાત કરી રહી છે, પણ તેનું મન માથા ઉપર જે ઘડો છે તેના ઉપર છે. ઘડાપર મન હોવાથી તે નીચે પડતો નથી, કુવાપર પણ તે સ્ત્રી પહોંચી

ગઇ છે. કુવાપર જઈ તેણે ત્રણે ઘડા પાણીથી ભર્યા. અને જેમ ખાલી ઘડા લઈ ગઇ હતી. તે પ્રમાણે પાણીથી ભરેલા ઘડા ઘેર લઇ ગઈ. બાળકને પણ સાથે લઈ બીજી સ્ત્રીઓ સાથે વાતો પણ કરતી હતી. પણ ઘડો શીર ઉપરથી પડયો નહિ. કારણ કે પગથી રસ્તો કાપી રહી છે. પરંતુ તેનું મન શીર ઉપરના ઘડાપર હતું. મુખથી વાતો કરતી હતી પરંતુ મન ઉપરના ઘડાપર હતું. ડાબા હાથથી ઘડો પકડયો હતો. પણ મન શીર ઉપરના ઘડાપર હતું, જમણા હાથથી બાળકને પકડયો હતો, પણ મન શીર ઉપરના ઘડાપર હતું, તે કારણથી માથા ઉપરનો ઘડો પડયો નહિ, કારણ કે ઘડાની સાથેજ તેનું મન લાગી રહ્યું હતું.

હે સજ્જનો? તમે પણ સંસારમાં સર્વ કાર્ય કરો, પણ મન પરમાત્મા ઉપર રાખો, ખેતી કરો, વાડી કરો, નોકરી, ચાકરી કરો, વાણિજ્ય કરો, વેપાર કરો, કોઈપણ પ્રકારથી આપણા કુટુંબનું પાલન પોષણ કરો. પરંતુ ધર્મકાર્યમાં તથા પરમાત્મામાં તમારૂં મન લગાવો. જેમ પનીહારી સ્ત્રીનું મન શીરપરના ઘડામાં લાગ્યું રતું. તેમ તમે પણ તમારૂં મન ધર્મ કર્મ તથા પરમાત્મામાં લગાવો. અને પછી દુનિયાનો સર્વ પ્રકારનો વ્યવહાર કરશો તો કોઇ પણ જાતનું નુકશાન થશે નહિ.



૮

પરમાત્મામાં મન લગાડવાને માટે એક વેપારીનું દૃષ્ટાંત સાંભળો. એક મોટો કાપડનો વેપારી છે. તેને એક મોટી કાપડની દુકાન છે. તે દુકાનમાં દશ બાર મુનીમ ચોપડામાં નામું લખી રહ્યા છે. બીજા નોકરો ઘરાકને દુકાનમાંથી કાપડ બતાવી રહ્યા છે, શેઠ મોટી ગાદી નાંખી ઉપર બેઠા છે. અને પોતાના મુખથી નોકરોને હુકમ કરી રહ્યા છે. નોકર ચાકર વગેરે સર્વ સર્વનું કામ કરી રહ્યા છે. શેઠનું શરીર ગાદી ઉપર બેઠું છે. પરંતુ શેઠનું મન ઘરાકોની ઉપર છે. શેઠના મનમાં છે કે, કયારે ઘરાક આવે અને કયારે કાપડ ખપે. એવી ફીકર શેઠ પોતાના મનમાં કરી રહ્યા છે. શેઠનું મન ઘરાકોની રાહ જોઇ રહ્યું છે. નોકર ચાકરને કાંઇ ચિંતા નથી. કારણકે શેઠને લાભ આવે અગર નુકસાન આવે તોપણ તેમને જે પગાર છે તેજ મળે. ઘરાકની ચિંતા તો ફકત શેઠનેજ છે.

માટે હે સજ્જનો ? તમારૂં શરીર એ શેઠ છે. સંસાર છે તેજ મોટી દુકાન છે. તમારાં બાળ બચ્ચાં એ સર્વ મહેતા મુનીમ છે. સગાં સંબંધી નોકર ચાકર છે. માટે એ સર્વથી તમે તમારૂં કામ લો. અને તે સર્વની સેવા કરો. પરંતુ મન પરમાત્મામાં રાખો, આ સંસાર એક મોટી બજાર છે. તે બજારમાં જે તમારૂં ઘર છે તે એક મોટી દુકાન છે તે દુકાનને ચલાવવાવાળા તમારી સ્ત્રી, પુત્ર, પુત્રી, સગાં સંબંધી છે. તેમને સારી રીતે બોધ કરો, તથા દુનિયાના સુખની વૃદ્ધિ

કરો. અને ઘણી સારી રીતે દુનિયાનું સુખ ભોગવો. પરંતુ ખરૂં મન પરમાત્મામાં રાખો. આપણા શરીરથી દુનિયાનો સર્વ વ્યવહાર કરો. પરંતુ આપણુ મન પરમાત્મામાં લગાવેલું રાખો. જેમકે દુકાનદારનું મન ઘરાકોમાં રહે તે. તો કયારેને ક્યારે દુકાનદારને ગ્રાહકો મળી જાય છે. જેથી દુકાનદારનું કામ સિદ્ધ થાય છે. માટે હે સદગૃહસ્થો ! તમે દુનિયાનો સર્વ વ્યવહાર કરો. પરંતુ દુકાનદારની પેઠે તમારૂં મન રાત દિવસ પરમાત્માની ઉપર રાખો. તો તમારૂં કોઇ દિવસ બુરૂં નહિ થાય. અને કોઇક વખત દયાળુ પરમાત્મા તમને મળશે. અને તમારૂં ભલું કરશે.



૯

કોઈ એક રાજાના રાજ્યમાં એક મોટો પંડિત હતો. તે પંડિત ચાર વેદ તથા છ શાસ્ત્રનો ભણેલો હતો. ઘણા બ્રાહ્મણો તેની પાસે વિદ્યા ભણી, મોટા મોટા પંડિત થઇ ગયા હતા. તે મહાન્ પંડિત પાસે આટલી વિદ્યા હતી છતાં તેની બહુજ ગરીબ સ્થિતિ હતી. તો પણ તે સંતોષી તથા વિવેકી હતો. તેની સ્ત્રી પણ વિવેકી હતી. અને પતિવ્રતા હતી. તે સ્ત્રી ગૃહસ્થ લોકોને ત્યાં દળણાં પાણી કરી, પોતાના પતિનો તથા પોતાનો નિર્વાહ કરતી હતી. એક વખત સ્ત્રીએ તેના પતિને હાથ જોડી કહ્યું કે હે સ્વામી ! આપના જેવો આ દેશમાં તથા આ રાજ્યમાં કોઇ વિદ્વાન નથી એટલી વિદ્યા આપની

પાસે છે. તો પણ આપણે અન્ન વસ્ત્રનું પણ ઠેકાણું નથી. આપની પાસે ઘણા માણસો ભણી ઘણા પૈસા કમાય છે. તેમજ સર્વ પ્રકારે સુખી થાય છે તેનું કારણ શું છે તે આપ જણાવો? ત્યારે પંડિતજી બોલ્યા કે હે ધર્મ-પત્નિ ! મારા ભાગ્યમાં લખ્યું છે કે-જ્યાં સુધી હું ચોરી ન કરૂં ત્યાં સુધી મને એક પાઈ પણ મળશે નહિ. એ પ્રમાણે મારા ભાગ્યમાં લખેલું છે. જો હું થોડી પણ ચોરી કરૂં તો મને લોકો બહુ માને અને પૈસા પણ ઘણા આપે. અને જ્યાં સુધી હું ચોરી ન કરૂં ત્યાં સુધી મને કાંઈપણ મળશે નહિ અને કોઈ એક પાઈ પણ દેશે નહિ. ત્યારે ફરી સ્ત્રી બોલી કે—હે સ્વામી ? જો આપના ભાગ્યમાં ચોરી કરવાની લખી છે. તો આપ ચોરી કેમ નથી કરતા ? માટે આપ ચોરી કરો એટલે આપના ચોરીનો દોષ મટી જશે અને આપણે પણ સુખી થઈશું. જે ભાગ્યમાં લખ્યું છે તે ભોગવ્યા વિના છુટકો નથી. ત્યારે પંડિતજી બોલ્યા કે હે સ્ત્રી ? તરૂં કહેવું ઠીક છે. માટે હું તારા કહેવાથી આજ જરૂર ચોરી કરવા જઈશ, જેથી મારા ભાગ્યમાં ચોરી કરવાનું લખ્યું છે તે મટી જશે. અને લોકો મને પણ માનશે. હું ચોરી કોઈ પણ ગરીબની નહિ કરૂં, કારણ કે ગરીબની ચોરી કરવાથી તેને ઘણું દુઃખ થાય. પંડિતજીએ એ પ્રમાણે વિચાર કરી પોતાની સ્ત્રીને કહી એક સારૂ મુહૂર્ત જોયું જે મુહર્તમાં જવાથી ઘણું ધન મળે અને કોઇ પકડી પણ ન શકે; એવા મુહૂર્તમાં રાત્રાના બે વાગે પંડિતજી રાજાના મહેલમાં ચોરી કરવા ગયા. રાજમહેલની અંદર જઈ ફકરી મુહૂર્તના બળથી

પહેલી સુવર્ણ કોટડી હાથ લાગી. જે કોટડીમાં મહોરોની સેંકડો કોથળીઓ ભરેલ હતી. પંડિતજીએ વિચાર કર્યો કે એક કોથળી મહોરોની ઊડાવીને લઈ જાઉં એમ વિચાર કરી પંડિતજી કોથળીને હાથથી ઊડાવવા લાગ્યા પણ તે વખતે પંડિતજીને કર્મ વિપાક ધર્મશાસ્ત્ર યાદ આવ્યું કર્મ વિપાકમાં લખ્યું છે કે જે માણસ સુવર્ણની ચોરી કરે તે માણસ આવતા જન્મમાં આંધળો બને. એવી વાત ધર્મ શાસ્ત્રમાં લખી છે માટે હું જો સુવર્ણની ચોરી કરૂં તો આવતા જન્મમાં આંધળો થાઉં. માટે ગરીબ રહેવું ઠીક છે. પરંતુ આંધળા થવું એ ઠીક નહિ એમ પોતાના મનમાં વિચાર કરી પંડિતજીએ સુવર્ણની કોથળીથી પોતાના હાથ પાછા ખેંચી લીધા અને સુવર્ણની કોથળી છોડી કરી આગળ ચાંદીની કોટડી હતી, ત્યાં પંડિતજી ગયા. ત્યાં જઇ કરી રૂપીયાની કોથળી લેવાની ઇચ્છા કરી ફરીથી પણ કર્મ વિપાક ગ્રંથ યાદ આવ્યો. કર્મ વિપાકમાં લખ્યું છે કે–જે માણસ ચાંદીની ચોરી કરે તેને આવતા જન્મમાં સફેદ કોઢ નીકળે. એટલા માટે ચાંદીની ચોરી કરવી એ પણ ઠીક નહિ. ફરી પંડિતજી ત્રાંબા કાંસા પિતળ વગેરે ધાતુની કોટડીમાં ગયા અને ત્રાંબા કાંસાની ચોરી કરવા લાગ્યા ફરી કર્મ વિપાક શાસ્ત્ર યાદ આવ્યું, કે જે માણસ ત્રાંબા કાંસાની ચોરી કરે તે માણસ આવતા જન્મમાં દરિદ્ર થાય. પંડિતજી વિચાર કરવા લાગ્યા કે આ જન્મમાં તો દરિદ્ર છું. અને જો હું ત્રાંબા કાંસાની ચોરી કરૂં તો આવતા જન્મમાં દરિદ્ર થાઉં માટે ત્રાંબા પિતળની પણ ચોરી નહિ કરૂં. ફરી

ફરી પંડિતજી વિચાર કરવા લાગ્યા કે હવે શું કરવું. જો
હું ચોરી કરૂં તો મારો આવતો જન્મ બગડી જાય અને જો
હું ચોરી નથી કરતો તો મારા ભાગ્યમાં ચોરી કરવાનું લખ્યુ
છે તે નહિ મટે જો આ વખતે ચોરી નહિ કરૂ તો ફરી મારે
કોઇ વખત ચોરી તો કરવીજ પડશે એમ વિચાર કરી ફરી
આગળ ચોથી કોટડીમાં પંડિતજી ગયા. ત્યાં ઘઉંના લોટન
ભુસુ બળદ તથા ઘોડાઓ માટે ભર્યું હતું. પંડિતજીએ તેમાંથ
એ ચાર શેર ભુસું પોતાના ખેસમાં બાંધી લીધુ. અને આન
દથી કહેવા લાગ્યા કે ઘેર જઈ ગાયત્રીની દશ માળા જપીશ
તેથી આ ચોરીનું નિવારણ થશે અને આ પાપથી મુક્ત થઈ
જઇશ તથા મારા ભાગ્યમાં ચોરી કરવાની લખી છે તે પણ
મટી જશે. જેથી મારો પરલોક પણ નહિ બગડે એમ વિચા
કરી પંડિતજી ભુસું લઈ ચાલવા લાગ્યા આગળ ચાલતા દિવા
નખાનું આવ્યું તે દિવાનખાનામાં રાજારાણી બંને એક પલં
પર વાતચીત કરતા હતા તે પંડિતજીએ દેખ્યા. પંડિતજી
એક બારીમાં છાનામાના ઊભા રહી તે બન્નેની વાતચી
સાંભળવા લાગ્યા. રાજાએ રાણીને કહ્યું કે—હે રાણી ? મા
ઐશ્વર્ય તું જાણે છે. રાણી બોલી આપનું ઐશ્વર્ય અથ
રાજ્યવિભૂતિની મને ખબર નથી ત્યારે રાજા બોલ્યા કે સાંભળ
રાણી પહેલાં મારૂં ઐશ્વર્ય રાણી છે. તારા જેવી અતિ સુંદ
અતિરૂપવાન, અતિ ગુણવાન, સારા લક્ષણવાળી મારે ઘણી
રાણીઓ છે, બીજા ઐશ્વર્ય ઇષ્ટ મિત્ર, સગાં સંબંધી સવ
મારૂં હિત ચાહે છે. કોઈ પણ મારૂ બુરૂ ઇચ્છતા નથી. ત્રીજુ

ઐશ્વર્ય મારા જ્ઞાતિના ભાઈ અને ભાયાત તે પણ મારા હિતે-ચ્છુ છે, ચોથા મારા નોકર ચાકર તે સર્વ મારી આજ્ઞાને આધીન છે અને નીતિજ્ઞ છે. પાંચમી નગરની ચારે દિશામાં હાથી બરાડા પાડી નગરની શોભામાં વધારો કરે છે. છઠ્ઠા પચાસ પચાસ ગાઉની મજલ કરવાવાળા ઘણા ચંચળ ઘોડાઓ છે. એ પ્રમાણે રાજા રાણીને જ્યારે રાજવિભૂતિ સંભળાવતા હતા ત્યારે ચોર પંડિત તે બારીમાંથી બોલ્યો કે હે રાજા રાણી સાંભળો. જે તમે તમારૂં ઐશ્વર્ય ગણાવ્યું છે તે તમારૂં નથી. તમારા પહેલાં મોટા મોટા રાજા રાણીઓ થઈ ગયા છે. તે રાજપાટ હાથી, ઘોડા, રાણી, નોકર, ચાકર વગેરે એમની પાસે પણ ઘણા હતા. પરંતુ કોઈની સાથે હાથી, ઘોડા, નોકર, ચાકર, કે ઇષ્ટમિત્ર નથી ગયા. રાજાની સાથે રાણી કે રાણીની સાથે રાજા પણ નથી ગયા. અને સાથે તો પોતાની સારી બુરી કરણી ગઇ છે તે પ્રમાણે હે રાજા રાણી ? જે તમે દાન પુણ્ય કર્યાં તથા પ્રભુભકિત કરી તેજ તમારૂં સાચું ઐશ્વર્ય છે. અને તેજ તમારી સાથે પણ આવશે અને જો તમે રાજ્ય, હાથી, ઘોડા વગેરેને ઐશ્વર્ય માનો છો તે સર્વ જુઠું છે. તે સર્વને છોડી કરી એક દિવસ તમે પણ ચાલ્યા જશો, એમ કહી ચોર પંડિત રાજાના મહેલથી નીકળી ભુસુ લઇ પોતાને ઘેર ગયો. અહીં રાણી અને રાજાને ચોર પંડિતના વાકયથી વૈરાગ્ય ઉત્પન્ન થયું.

રાણી રાજા પ્રત્યે બોલી કે–મહારાજ આ કોઇ ભૂત યાને પિશાચ બોલ્યું હોય એમ મને જણાય છે. ત્યારે રાજા બોલ્યા

કે-રાણી એ ભુત પિશાચ કોઈ નથી. એતો કોઈ વિદ્વાન ચોર આપણને ઉપદેશ કરી ગયો. ત્યારે રાણી બોલી કે મહારાજ જો ચોર હોય તો છાનો માનો ચોરી કરી નાશી જાય તેથી મારા મનમાં શંકા થાય છે. ત્યારે રાજા બોલ્યો કે રાણી એ ચોરજ હતો. પણ આ ચોર કોઈ વિદ્વાન હશે. અને પરમેશ્વરે આપણા માટે ચોરરૂપી ગુરૂને મોકલ્યો હશે. માટે આપણે પ્રભુનો ઉપકાર માનવો.

રાજા બોલ્યો રાણી જ્યારે હું મરી જઈશ ત્યારે આ સર્વ રાજપાટ અહીં પડયું રહેશે. માટે મેં ઘણો વખત રાજ્ય કર્યું અને રાજભોગ પણ ભોગવ્યા. હવે રાજ્યનો ત્યાગ કરી ઇશ્વરનું ભજન કરવાને માટે વનવાસ જવું એ ઠીક છે. એ પ્રમાણે રાજાએ રાણીને કહ્યું. ફરી રાજા બોલ્યા કે ચોરે અમને ઉપદેશ દીધો માટે તેજ અમારે ગુરૂ. એક વખત પરમાત્માની કૃપાથી તે ચોર ગુરૂ મળે તો ઠીક અને સવારમાં તે ચોર ગુરૂ મળવાનો હું ઉપાય કરીશ. સવાર પડી ત્યારે રાજાએ મંત્રીને બોલાવી કહ્યું કે તમે આજે નગરીમાં ઢોલ પીટાવો કે આપણા નગરમાં જેટલા વિદ્વાન હોય તે સર્વ બપોરે બાર વાગે કચેરીમાં હાજર થાય. મંત્રીએ રાજાના કહેવા પ્રમાણે નગરમાં ઢોલ પીટાવ્યું. સર્વ પંડિતો રાજ સભામાં આવવા લાગ્યા. સભામાં ચોર પંડિત પણ આવ્યો. બાર વાગ્યાનો સમય થવા આવ્યો એટલામાં સર્વ કચેરી ભરાઈ ગઈ. એ વખતે રાજા ઊભા થઇ બે હાથ જોડી

બોલ્યા કે આ સભામાંથી જે કોઇ પંડિત રાત્રે મ્હારા મહેલમાં આવ્યા હોય તેણે પ્રકટ થવું કારણ કે તે મારો ગુરૂ છે. માટે તે ગમે તે કારણથી આવ્યા હોય ભલે ચોરી કરવા પણ આવ્યા હોય તો પણ તે મારો ગુરૂ છે. અને હું તેને મારો ખરેખરો ગુરૂ માનું છું કારણ કે તેમના ઉપદેશથી આ રાજ્યભોગ અને સંસારથી મારૂં મન ઊઠી ગયું છે. અને મારૂં મન પરમાત્મામાં લાગી ગયું છે. તે માટે મારી કોઈ પણ પ્રકારની બીક ન રાખતાં આ સભામાં ઊભો થઈ જાય એમ જ્યારે રાજા બોલ્યા ત્યારે ચોર પંડિત ઊભો થઇ બોલ્યો કે રાજા તારા મહેલમાં હું ચોરી કરવાને આવ્યો હતો.

પંડિત બોલ્યો કે હે રાજા સાંભળો ? હું તમને બધી હકીકત કહું. મારા ભાગ્યમાં ચોરી કરવાની લખી હતી. તેથી હું ચોરી કરવા તમારા મહેલમાં આવ્યો. હે રાજન્ તમારા રાજ્યમાં જેટલા વિદ્વાન છે તે સર્વ મારી પાસે ભણેલ છે. તે બધાથી હું મોટો પંડિત છું. પણ મારા ભાગ્યમાં ચોરી કરવાની લખી હતી તે મટાડવાને માટે તારા મહેલમાં ચોરી કરવા આવ્યો હતો. તારા મહેલમાં સોનું, રૂપું, ત્રાંબુ, કાંસુ, વગેરેની કોટડીમાં ગયો પણ તેનું ફળ આવતા જન્મમાં અરાબ હોવાથી તેની ચોરી ન કરી અને મારૂં ચોરીનુ ભાગ્ય મટાડવાને માટે ભુસાની ચોરી કરી હું ઘેર જતો હતો ત્યાં તમને તથા રાણીને વાતો કરતા જોઈ હું સાંભળવા ઊભો રહ્યા. તમારી વાત સાંભળી હું પણ બોલ્યો કે ઘણા

રાજા દુનિયામાં થઇ ગયા અને ઘણા રાજા આ દુનિયામાં થશે. પરંતુ રાજભોગ કોઇની સાથે પણ ન ગયો. અને નહિ જશે પરંતુ દાન પુણ્ય વા ભક્તિ એ જે કોઇ કરશે તેજ સાથે જશે. બીજું કાંઇપણ સાથે ન જશે. એમ કહી હું પણ ચાલ્યો ગયો. એમ જ્યારે ચોર પંડિત બોલ્યો ત્યારે રાજા રાણી બન્ને ચોર પંડિતના શરણમાં પડયા. અને તેજ વખતે ચોર પંડિતને ત્રાંબાના પતરા ઉપર ચાર ગામ લખી આપી અર્પણ કર્યાં. અને ચોર પંડિતની પ્રદક્ષિણા કરી રાજાએ પોતાના પુત્રને રાજગાદી આપી રાજા અને રાણી પ્રભુભજનને માટે વનવાસ ચાલ્યાં ગયાં.

માટે હે સજ્જનો ? જેમ પંડિત સોના, ચાંદીની કોટડીની અંદર ગયો અને સોનું; ચાંદી પણ ઘણાં પડયાં હતાં. પણ સોના, ચાંદી ચોરવાનું ફળ આગલા જન્મમાં મોટું દુઃખ જોઈ કોઈપણ વસ્તુની ચોરી ન કરી કારણ કે જેથી પોતાનો પરલોક ન બગડે પરમાત્માએ એની નીતિ જોઈ ઘણો આનંદ કરી દીધો. હે સજ્જનો તમે પણ ગમે તેટલું દુઃખ પડે, અથવા વિપત્તિ આવે તો પણ કોઈની ચોરી ન કરો, કોઇને દુઃખ ન આપો, કોઇનું બુરૂં ન કરો, તો તમારો પરલોક પણ સુધરશે. અને આ લોકમાં પણ સુખી થશો. જેમ પંડિતનો પરલોક પણ ન બગડયો અને આ લોક પણ ન બગડયો.

---

૧૦

એક દંડી સન્યાસી ફરતા ફરતા કોઇ એક નાનકડા ગામડામાં જઇ પહોંચ્યા. ત્યાં જઈ ગામના લોકોને પૂછયું કે આ ગામમા કોઇ બ્રાહ્મણનું ઘર છે. ત્યારે ગામ લોકોએ મહાત્માને જે બ્રાહ્મણનું ઘર હતું તે બતાવ્યું.

બ્રાહ્મણ ગામમાં ભિક્ષા માગવા ગયો હતો. અને તેની સ્ત્રી ઘેર હતી. સ્વામી મહારાજ નારાયણ હરિ કરી ઊભા રહ્યા. મહાત્માને દેખી તે સ્ત્રી રડવા લાગી. મહાત્મા પણ વિચારમાં પડી ગયા. કે હું ભિક્ષા માગવા આવ્યો અને આ સ્ત્રીએ રડવા માંડયું. એમ વિચાર કરી મહાત્માએ ચાલવા માંડયું. મહાત્માની પાછળ સ્ત્રીએ પણ ચાલવા માંડયું, અને સ્ત્રી મહાત્માને કહે છે કે મહારાજ ઊભા રહો પણ મહારાજ ઊભા રહેતા નથી. અને કહે છે કે હું ઊભો નહિ રહું. કારણ કે બીજા લોકો ભિક્ષા દેવાને માટે અમને પોતાને ત્યાં બોલાવે છે. અને હું તારે ત્યાં ભિક્ષા માગવાને આવ્યો તેથી તું રડવા લાગી માટે હું ઊભો નહિ રહું. ત્યારે તે સ્ત્રી બોલી કે મહારાજ હું તમારા આવવાથી રડતી નથી પણ રડવાનું કારણ બીજું છે. તે જરા સાંભળવા કૃપા કરો. ત્યારે મહારાજે વિચાર કર્યો કે લાવ ઊભો રહું તેનું રડવાનું શું કારણ છે તે જાણું, એમ વિચાર કરી મહારાજ ઉભા રહ્યા, ત્યારે તે સ્ત્રી બોલી મહારાજ આપ અમારે ત્યાં ભિક્ષા લેવાને આવ્યા. અને અમારે ત્યાંથી આપને ભિક્ષા લીધા વિના પાછું જવું

પડશે. કારણ કે અમે ઘણાજ કંગાલ છીએ, ઘરમાં લોટ, વસ્ત્ર કે એક પાઈ પણ નથી તો આપને હું ભિક્ષા કયાંથી આપીશ ? એ કારણથી હું રડું છું. તો આપ કૃપા કરી પાછા પધારો. કારણ કે મારા પતિ ગામમાં ભિક્ષા માગવા ગયા છે તે ભિક્ષા માગીને આવશે એટલે હું આપને રોટલી બનાવી ભિક્ષા આપીશ. ત્યારે મહારાજ બોલ્યા કે તમે આટલા બધા ગરીબ કેમ થઇ ગયા ? સ્ત્રી બોલી હે મહાત્મા? પુર્વ જન્મમાં મેં તથા મારા પતિએ એક પાઇ પણ દાન કર્યું નહિ. તેથી પૈસા વિના દુઃખી છીએ. વસ્ત્રદાન ન કર્યું તેથી વસ્ત્ર વિના દુઃખી છીએ. અને અન્નદાન ન કર્યું તેથી અન્ન વિના પણ દુઃખી છીએ. અને અમારી આટલી અવસ્થા ગઇ. તેમાં કોઇ દિવસ નવું લુગડું પહેર્યું નથી. મિષ્ટાન્ન ભોજન કર્યું નથી. અને પૈસાનું મુખપણ જોયું નથી. મહારાજ અમે એ ત્રણે વિના ઘણાજ દુઃખી છીએ. અને ઘણુંજ દુઃખ ભોગવીએ છીએ. એ પ્રમાણે મહાત્માએ જ્યારે સાંભળ્યું. ત્યારે મહાત્માના હૃદયમાં ઘણીજ દયા ઉપન્ન થઇ. અને કહેવા લાગ્યા કે, હે સ્ત્રી ? હું તમારા ઉપર ઘણોજ પ્રસન્ન છું જેથી હું તમને કહું તે પ્રમાણે તમે વર્તો તો બધુ દુઃખ જશે. ત્યારે સ્ત્રી બોલી કે મહારાજ તમે કહો તે પ્રમાણે કરવાને તૈયાર છીએ. ત્યારે મહાત્મા બોલ્યા કે— સવારમાં વહેલા ઊઠીને ઘરની અંદર વાળી જે કચરો ભેગો થાય, તેને એક રૂમાલમાં બાંધી તારા પતિને આપીને કહેજે કે–પતિ આ આપણું ભાગ્ય છે અને તેને એક મોટા શહેરમાં

જઇ તે અભાગ્યને રૂપીઆ એક લાખમાં વેચો અને એમ બોલે કે–કોઈ ધર્માત્મા હોય તે મારૂ અભાગ્ય ખરીદીલે જેનું દામ એક લાખ રૂપીઆ છે. એ મારા અભાગ્યે મને ઘણું દુઃખ આપ્યું છે. જે મારૂ અભાગ્ય ખરીદશે તે મારા જેવો દુઃખી થશે એ પ્રમાણે કહેવું એટલે કોઇ તમારૂ અભાગ્ય ખરીદશે એટલે તમે સુખી થશો એમ કહી મહાત્મા આશીર્વાદ આપી ચાલ્યા ગયા અને સ્ત્રી પણ મહાત્માને પગે લાગી પોતાને ઘેર આવી.

ભિક્ષા માગીને તે સ્ત્રીનો પતિ ઘેર આવ્યો. ત્યારે જે હકીકત મહાત્મા સાથે બની હતી તે પોતાના પતિને કહી સંભળાવી. ત્યારે તેનો પતિ બોલ્યો કે મહાત્માએ કહ્યું તેમ કરશું.. પણ એમ નહિ બોલું કે મારૂ અભાગ્ય ખરીદશે તે મારા જેવો અભાગી બનશે કારણ કે એમ બોલું તો લોકો મારી મશ્કરી કરે અને કોઈપણ અભાગ્ય ખરીદશે નહિ, સર્વ કોઇ ભાગ્યની ઇચ્છા કરે પણ અભાગીયા બનવાની ઇચ્છા કોણ કરે ? પછી સ્ત્રી બોલી કે તમે કહો છો કે મારી મશ્કરી કરે પણ તમે તો ઘેર ઘેર ભિક્ષા માગો છો તમારી આબરૂ તો છે નહિ. જેથી લોકો મશ્કરી કરે તો કરવા દો. પણ મહાત્માએ કહ્યું છે તેમ કરવું પડશે. તમો તે પ્રમાણે નહિ કરો તો કાલથી હું રસોઇ કરી તમને નહિ જમાડું બ્રાહ્મણ પણ વિચાર કરવા લાગ્યો કે જો હું તેના કહેવા પ્રમાણે નહિ કરૂં તો મને કાલથી રસોઈ નહિ કરી આપે. એ બીકથી તેણે હા કહી.

સ્રીને મહાત્માના વચન ઉપર પૂર્ણ વિશ્વાસ હોવાથી ઉમંગથી સવારે પાંચ વાગે ઊઠી ઘરવાળી કચરાની પોટલી બાંધી પતિને આપી. પતિ પણ કહેવા પ્રમાણે તે અભાગ્ય વેચવાને માટે પાસેના મોટા શહેરમાં ગયો. ત્યાં જઈ મોટી બજારમાં બૂમ પાડે છે કે કોઈ ધર્માત્મા હોય તે મારૂં અભાગ્ય ખરીદો. તેનું મૂલ્ય એક લાખ રૂપીઆ છે તે જે ખરીદશે તે મારા જેવો અભાગીઓ બનશે, એ પ્રમાણે બજારમાં બૂમો પાડે છે. બજારમાં લોકો તેની મશ્કરી કરે છે એવો કોણ મૂર્ખ હશે ! કે એક લાખ રૂપીઆ આપી અભાગ્ય ખરીદશે ? કદાપી તે મફત આપશે તો પણ કોઈ ખરીદશે નહિ કારણ કે અભાગ્યને કોણ ખરીદશે. પણ તે બ્રાહ્મણ તો આખુ શહેર ફર્યો પણ કોઇએ તેનું અભાગ્ય ખરીદયું નહિ. છેવટ તે શહેરના રાજાના રાજમહેલ પાસે જઈ બૂમો પાડવા લાગ્યો કે કોઈ ધર્માત્મા મારૂં અભાગ્ય ખરીદો. તેનું મૂલ્ય એક લાખ રૂપીઆ છે તે જે ખરીદશે તે મારા જેવો અભાગીયો બનશે.

રાજા ઘણોજ ધર્માત્મા હતો તેથી બ્રાહ્મણની બૂમ સાંભળી ઉપરથી દૂતને મોકલ્યો કે નીચે જે માણસ બૂમો પાડે છે તેને ઉપર લાવો, દૂત નીચે આવી બ્રાહ્મણને રાજા પાસે લઈ ગયો. બ્રાહ્મણે રાજાને આશીર્વાદ આપ્યો. રાજા બોલ્યા કે મહારાજ તમે શું વેચો છો ? બ્રાહ્મણ બોલ્યો કે મારી પાસે મારૂં અભાગ્ય છે, તે અભાગ્યે જન્મથી આજ સુધી મને

ઘણું દુ:ખ આપ્યું છે મેં તથા મારી સ્ત્રીએ જન્મભર સારૂં લુગડું, સારૂં અનાજ, કે એક પાઈ પણ દેખી નથી. એટલા માટે હું આ અભાગ્યને વેચું છું કે જેથી હું સુખી થાઉં. પરંતુ કોઈ ધર્માત્મા હોય અને મારૂ અભાગ્ય ખરીદે તો મારૂં દુ:ખ દૂર થાય. મારા અભાગ્યનું મૂલ્ય એક લાખ રૂપીઆ છે જે મારૂ અભાગ્ય ખરીદશે તે મારા જેવો થશે. હે રાજન જો તમારાથી બને તો મારૂ અભાગ્ય ખરીદો તો હું સંસારમાં થોડા દિવસનું સુખ ભોગવું.

રાજા પણ બ્રાહ્મણની વાત સાંભળી પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે હવે શું કરવું. બ્રાહ્મણ ઘણોજ દુ:ખી છે જો હું બ્રાહ્મણનું અભાગ્ય ખરીદું તો હું પણ બ્રાહ્મણ જેવો અભાગીયો બની જાવું જેથી મારૂં બધું સુખ જાય. અને જો હું નહિ ખરીદું તો બ્રાહ્મણ જન્મભરનો દુ:ખી છે અને રહેશે એમ વિચાર કરી રાજા બોલ્યો કે મેં આજ સુધી ઘણું સંસારનું સુખ જોયું છે. અને અવસ્થા પણ ઘણી થઈ ગઈ છે. હવે થોડા દહાડા જીવવું છે. માટે દુ:ખ દેખું તો પણ હરકત નહિ, માટે બ્રાહ્મણનું અભાગ્ય ખરીદી લઉં. એમ વિચાર કરી રાજાએ તુરત મંત્રીને બોલાવ્યો. કે હે મંત્રી ! એક લાખ રૂપીઆ આપી બ્રાહ્મણનું અભાગ્ય ખરીદી લ્યો. મંત્રી બોલ્યો હજુર ખરીદી લઉં છું. એમ કહી મંત્રી રાજાના હુકમથી ખજાનામાં બ્રાહ્મણને લઈ ગયો અને કહેવા લાગ્યો કે તમારી પાસે શું છે ? બ્રાહ્મણ બોલ્યો કે મારી

પાસે મારૂં અભાગ્ય છે, તેની કીંમત એક લાખ રૂપીઆ છે જે મારૂં અભાગ્ય ખરીદશે તે મારા જેવો અભાગી થશે અને અન્ન વસ્ત્રનો દુઃખી થશે. રાજમંત્રી બ્રાહ્મણની વાત સાંભળી મનમાં ગભરાયો અને કહેવા લાગ્યો કે તમારૂં અભાગ્ય તમે લઇ જાઓ અને એના લાખ રૂપીઆ પણ લઈ જાઓ કારણ કે તમારૂ અભાગ્ય લઉં તો રાજા અને હું ભીખારી બનીએ બીજી વખત રૂપીઆની જરૂર પડે તો આવજો પણ તમારૂ અભાગ્ય નહિ જોઇએ. એમ કહી મંત્રીએ એક લાખ રૂપીયા આપી અભાગ્ય સાથે બ્રાહ્મણને વિદાય કર્યો. બ્રાહ્મણ પોતાના ગામ જાય છે ત્યાં રસ્તામાં તેનું અભાગ્ય ચોર બનીને આવ્યું. અને બ્રાહ્મણને મારી રૂપીયા લઇ ગયું. બ્રાહ્મણ રડતો રડતો ફરી રાજા પાસે આવ્યો ત્યારે રાજા બોલ્યો કે મહારાજ કેમ પાછા આવ્યા. ત્યારે બ્રાહ્મણ બોલ્યો કે મંત્રીએ એક લાખ રૂપીયા આપ્યા હતા પણ રસ્તામાં ચોર લઇ ગયા. રાજાએ મંત્રીને કહ્યું કે, તેનું અભાગ્ય ખરીદી લઈ ફરી એક લાખ રૂપીયા આપો, મંત્રીએ આ વખતે પણ અભાગ્ય ન ખરીદ્યું અને એક લાખ રૂપીયા આપી સાથે બે દૂતોને મોકલ્યા કે તમે આ રૂપીયા બ્રાહ્મણને ઘેર પહોંચાડી આવો. રસ્તામાં તેના અભાગ્યના જોરથી ચાર હથીયારબંધ ચોર મળ્યા અને રાજાના દૂતોને પણ મારી રૂપીયા લઈ ગયા પૂરી બ્રાહ્મણ પાછો રડતો રડતો રાજા પાસે આવ્યો. અને બોલ્યો કે હે રાજન જ્યાં સુધી તમે મારૂં અભાગ્ય લેશો નહિ ત્યાં સુધી મને ગમે તેટલા રૂપીયા આપશો તો પણ મારા ઘેર

ાંચશે નહિં. રાજાએ પોતાની પાસેથી એક લાખ રૂપીયા
ી આપ્યા અને બ્રાહ્મણ પાસેથી અભાગ્ય લઇ લીધું. તે
ેયા લઇ બ્રાહ્મણ ઘેર પહોંચી ગયો. અને મહાત્માના વચન
રની શ્રદ્ધાથી આનંદ થયો દરિદ્ર મટી ગૃહસ્થ થયો.

અભાગ્ય રાજાના મહેલમાં આવ્યું જેથી રાજમહેલની
મીએ વિચાર કર્યો કે-મારો શત્રુ અભાગ્ય આ મહેલમાં
્યો. માટે હવે હું રાજ મહેલમાં નહિ રહું. એમ વિચાર
રાજલક્ષ્મી રાજા પાસે આવી અને કહેવા લાગી કે-હજુર
. મારા આપને છેલ્લા પ્રણામ છે. રાજા બોલ્યો કે તું કોણ
? હું તને ઓળખતો નથી. ત્યારે રાજલક્ષ્મી બોલી કે
ા પ્રતાપથી તમો મોજ શોખ કરી રહ્યા છો તે રાજલક્ષ્મી
છું. તમે મારા શત્રુ અભાગ્યને ખરીદયો જેથી હું અભા-
ી પાસે રહેતી નથી માટે હું આજે તમારો ત્યાગ કરીને
ઉં છું, ત્યારે રાજા બોલ્યો મેં અભાગ્ય ખરીદ્યું છે, એટલે
અભાગી થઈ ગયો છું અને તમે અભાગીની પાસે નથી
તા માટે તમે જાઓ. પણ મને તમારૂં નામ લખવતા
ઓ. લક્ષ્મીએ પોતાનું નામ લખાવ્યું. પછી લક્ષ્મી રાજાને
ામ કરી રાજમહેલની બહાર જઇને ઊભી રહી. એટલામાં
મીનો પતિ ધર્મ પણ રાજાને પ્રણામ કરી બોલ્યો કે-મારી
આપના મહેલમાંથી ચાલી ગઇ. એટલે હું પણ જાઉં છું-
ત બોલ્યો કે તમે પણ તમારૂં નામ લખાવીને ચાલ્યા
ઓ. ત્યારે ધર્મ બોલ્યો કે લખો મારૂં નામ ધર્મ. રાજાએ

પોતાના ચોપડામાં અધર્મ લખવા માંડયું. એટલે ધર્મ બોલ્યો કે મારૂં નામ ધર્મ છે. તમે અધર્મ કેમ લખો છો? ત્યારે રાજા બોલ્યો કે તમે ધર્મ નથી પણ અધર્મ છો, કારણકે જેના ઘરમાં અધર્મ હોય તેને ત્યાંથી ધર્મ જાય. જેના ઘરમાં ધર્મ હોય તેના ઘેરથી ધર્મ જાય નહિ પણ અધર્મ જાય. ધર્મ હોય તે છોડીને જાય નહિ. કારણકે મેં અભાગ્ય ખરીદયું છે તો લક્ષ્મી જાય પણ ધર્મ કેમ જાય? અભાગ્યથી ધર્મ વિરૂદ્ધ નથી કે તું ચાલ્યો જાય છે. માટે મેં તને અધર્મ ગણ્યો. તેથી ધર્મ બોલ્યો હે મહારાજ હું દશ જન્મ સુધી તમારી પાસેથી નહિ જાઉં. અને દશ જન્મ સુધી તમને રાજા પણ બનાવીશ. પછી રાજાએ ધર્મને દશ જન્મને માટે એક થાંભલા સાથે બાંધી દીધો.

મહેલની બહાર લક્ષ્મી ધર્મની રાહ જુએ છે કે કયારે મારો પતિ ધર્મ આવે અને અમો સાથે જઇએ. ત્યારે પહેરેગીર બોલ્યો કે–લક્ષ્મી તમે જાઓ કારણકે રાજાએ ધર્મને દશ જન્મને માટે થાંભલા સાથે બાંધી દીધો છે. અને જો તમારે પતિની જરૂર હોય તો રાજાના ચરણમાં જઇને પડો. લક્ષ્મીએ વિચાર કર્યો કે પતિને છોડીને કયાં જવું. એમ વિચાર કરી લક્ષ્મી રાજા પાસે આવી અને બોલી કે રાજન્! આપે મારા પતિને થાંભલા સાથે બાંધ્યા છે. તેથી તેમને છોડીને હું નહિ જઇ શકું. ત્યારે રાજા બોલ્યો, લક્ષ્મી તમે મને ઓળખો છો કે કેમ? જો મને ઓળખતા હો તો અહીં રહો. નહીંતર તમારે જવું હોય ત્યાં જાઓ કારણકે અહીં તમારી

કાંઇ જરૂર નથી મને ધર્મ પ્રિય છે. અને હું તારા પતિ ધર્મનો દાસ છું. તારો દાસ નથી. મને લક્ષ્મી પ્રિય નથી. હું લક્ષ્મી આપી ધર્મને ખરીદનાર મોટો વેપારી છું. ધર્મ આપી હું લક્ષ્મી કદી ખરીદતો નથી. એમ રાજાએ કહ્યું. ત્યારે લક્ષ્મી બોલી રાજન્ આપનું કહેવું ખરૂં છે. તમે ખરા ધર્માત્મા છો. જે ધર્મમાં રહેશે તેને હું જરૂર ચાહીશ એમ કહી લક્ષ્મી પણ રાજમહેલમાં ગઈ. ધર્મથી રાજા અને બ્રાહ્મણ બન્નેનું કામ સફળ થયું અને સર્વ સુખી થયા.

હે સજ્જનો ! જો ધર્મને માટે દુઃખ પડે તો પણ ધર્મનો ત્યાગ ન કરવો. લક્ષ્મી આપી ધર્મ સંપાદન કરવો. પરંતુ ધર્મ આપી એક પાઇ પણ સંપાદન ન કરવી. જે માણસ ધર્મખેતી સંપાદન કરશે તે સુખી થશે. જુઓ રાજાએ બ્રાહ્મણનું અભાગ્ય ખરીદયું તેથી રાજાને કેટલું પુણ્ય થયું કે દશ જન્મ સુધી ધર્મ અને લક્ષ્મી તેના દાસ થઇને રહ્યાં.



૧૧

બે ખારવા હતા અને તે બંને સમુદ્રમાં વહાણ ચલાવવામાં ઘણા કુશળ હતા. તેઓ ફરતા ફરતા દિલ્હી જઇ પહોંચ્યા, દીલ્હીમાં જઈ બન્નેએ વિચાર કર્યો કે, આપણે બાદશાહ પાસે નોકરી માટે જઇએ તેથી તેઓ બન્ને પાદશાહ પાસે ગયા. પાદશાહે તેમને જોઈને પૂછયું કે તમે કેમ આવ્યા છો ?! જ્યારે ખારવા બોલ્યા કે જહાંપના અમારે નોકરી જોઇએ છીએ. ત્યારે પાદશાહ બોલ્યા કે તમે શું કામ જાણો છો. તે વખતે ખારવાઓએ કહ્યું કે અમે સમુદ્રમાં વહાણ ચલાવવાનું કામ ઘણું અચ્છું જાણીએ છીએ. જ્યાં સમુદ્રમાં વમળ આવતું હોય તે જગ્યા અમે આગળથી જાણી લઇએ છીએ. અને વહાણને બીજા રસ્તેથી સહીસલામત લઈ જઇએ છીએ, એ પ્રમાણે ખારવાઓ બોલ્યા ત્યારે પાદશાહે પણ વિચાર કર્યો કે આવા હુશિયાર ખારવાને આપણે રાખવા કારણ કે કોઇ વખતે સમુદ્રની મુસાફરી કરવા જઈશું ત્યારે આ ખારવા ઉપયોગી થઇ પડશે. એવી રીતે વિચાર કરી પાદશાહે બન્નેને સો સો રૂપીઆ પગાર આપવા ઠરાવી પોતાના રાજ્યમાં રાખ્યા. ફરી તે બે ખારવામાંથી એક ખારવો બોલ્યો કે હજુર અમે વમળમાં વહાણ નહિ જવા દઇએ પરંતુ દૈવ ઇચ્છાથી વમળમાં ચાલ્યું જાય અને ડુબી જાય તો કોનો દોષ ? પાદશાહ બોલ્યો કે દૈવ ઇચ્છાથી વમળમાં જાય તેમાં કોઇનો દોષ નહિ. ફરી એજ ખારવો બોલ્યો કે વમળમાં કદાપિ વહાણ જાય તો પણ મારી વિદ્યાથી હું બચાવીશ, અને દૈવ ઇચ્છાથી પણ બચાવીશ, જ્યાં

સુધી બનશે ત્યાં સુધી વમળમાં વહાણુ જવા ન દઇશું, પરંતુ દૈવ ઇચ્છાથી વમળમાં વહાણુ ચાલ્યું જશે તો પણ મને બીજી વિદ્યા આવડે છે તે વિદ્યાથી હું વહાણુને કાંઇપણ નુકશાન વિના વમળમાંથી બહાર કાઢીશ. એમ કહ્યું ત્યારે પાદશાહે તેને બીજી વિદ્યાના પણ રૂપીયા સો પગાર વધારે આપ્યો અને બોલ્યો કે જ્યારે હું સમુદ્રમાં ફરવા જાઉં ત્યારે તમારે મ્હારૂં વહાણુ હાંકવું, બીજો ખારવો ગમે તે વહાણુ હાંકે એમ કહી પાદશાહે એક ખારવાને એક વિદ્યા આવડતી હતી તેને સો રૂપીયા પગાર આપ્યો. અને જેને બે વિદ્યા આવડતી હતી હતી તેને બસો રૂપીઆ પગાર આપી બન્નેને નોકર રાખી લીધા.

હે ગૃહસ્થો ! સાંભળો ! જે ગૃહસ્થ આ લોકના ભોગમાં રાતદિવસ મચ્યો રહે છે, જેને પરલોકનાં સાધન જેવાં કે ધર્મ, કર્મ, ભાવ, ભકિત છે, તેનું તેને કાંઇપણ જ્ઞાન નથી અને તે તરફ મન પણ નથી, તે ગૃહસ્થને આજ લોકનું સુખ છે. પરલોકનું સુખ નહિ મળે કેમકે એક વિદ્યાવાળો જે ખારવો હતો. તેને પાદશાહે એક સો રૂપીઆ પગાર આપ્યો. તેમ તે પણ એક વિદ્યાવાળા ખારવા જેવા છે. જે ગૃહસ્થ આ લોકનાં સુખનાં સાધન મેળવે છે અને આ લોકનું સુખ ભોગવે છે. અને પરલોકના સુખનું સાધન ધર્મ, કર્મ, ભાવ, ભક્તિ કમાય છે, તે પરલોકનું મોટું સુખ ભોગવશે, જેથી તે ગૃહસ્થને બસો રૂપીયાના પગારવાળા ખારવા જેવો જાણવો. કારણ કે તેને આ લોક અને પરલોકના સુખસાધનની બે વિદ્યા આવડે છે. તેથી તે ગૃહસ્થ બસો રૂપીયાના પગારવાળા ખાર-

ચાના સરખો છે. માટે જે ગૃહસ્થ આ લોક અને પરલોકનાં સુખનાં સાધન મેળવે તેને બે હાથમાં લાડુ છે. જે ગૃહસ્થ આ સંસારનું સુખ ભોગવે તેને એકજ લાડુ છે.

---

૧૨

પરમાત્મામાં મન લગાડવાનું બારમું દૃષ્ટાંત સાંભળો. એક સમે રાવણ શાલીગ્રામની પૂજા કરતો હતો. તે વખતે દેવમુનિ નારદ મૃત્યુલોકમાં આવ્યા. તેઓ ફરતા ફરતા જે જગાએ રાવણ ભગવાનની પૂજા કરતો હતો ત્યાં નારદજી જઇ ચઢયા. નારદમુનિને જોઇ રાવણ ઊભો થયો અને મુનિને બે હાથ જોડી દંડવત્ પ્રણામ કર્યા. તથા બેસવાને માટે મુનિને આસન આપ્યું. નારદમુનિ આસન ઉપર બેઠા. ત્યારપછી રાવણે બે હાથ જોડી નમ્રતાપૂર્વક એક પ્રશ્ન પૂછયો કે હે મુનિ! મને વૈકુંઠની પ્રાપ્તિ કયારે થશે અને કેવી રીતે થશે તે આપ કૃપા કરીને કહો. નારદમુનિ બોલ્યા કે હે રાવણ! તારૂ કહેવું ઠીક છે. પરંતુ તમારે જલદી વૈકુંઠ જવાની ઇચ્છા હોય તો તમે ભગવાન સાથે દુશ્મનાવટ કરો. દુશ્મનાવટ કરવાથી તમને જલદી વૈકુંઠ તથા ભગવાનની પ્રાપ્તિ થશે. દીન બનીને પૂજા કરવાથી તમને જલ્દી ભગવાન્ નહિ મળે માટે શૂરવીરતાથી તમે ભગવાનને મળો એ પ્રમાણે રાવણને ઉપદેશ કરી નારદમુનિ ચાલ્યા ગયા. રાવણે પણ નારદજીના ઉપદેશથી ભગવાનની

પૂજાનો ત્યાગ કરી શિવજીનું તપ કરવાને માટે હિમાલય પર્વતમાં ગયો ત્યાં જઈ કેટલાક વર્ષ સુધી શંકરનું તપ કર્યું. શંકર પ્રસન્ન થયા. પ્રસન્ન થઈ રાવણને કહ્યું કે-તું મારી પાસે તારા તપનું ફળ માગ. હું તારા ઉપર પ્રસન્ન છું. ત્યારે રાવણ બોલ્યો કે હું આખી પૃથ્વીમાં સર્વથી બળવાન થાઉં અને ત્રણ લોકમાં રાજ્ય કરૂં. શંકર બોલ્યા "તથાસ્તુ" શંકરના વરદાનથી રાવણ ત્રણ લોકનો રાજા થયો અને મોટો બળવાન પણ થયો, રાવણે સર્વ દેવ, દાનવ, મનુષ્ય એ બધાને પોતાનો વશ કરી લીધા. તથા સર્વ દેવ, ઋષીમુનિઓને દુઃખ દેવા માંડયું જેથી કરી તેમની રક્ષાને માટે ભગવાન્ પૃથ્વી ઉપર અવતાર ધારણ કરશે અને જ્યારે ભગવાનનો અવતાર થશે ત્યારે હું ભગવાનની સાથેજ દુશ્મનાવટ કરીશ ત્યારે ભગવાન મારો અપરાધ જોઈને મને મારશે જેથી હું ભગવાનના હાથથી મરણ પામીશ તેથી વૈકુંઠને પામીશ અને જ્યાંથી હું આવ્યો ત્યાં ચાલ્યો જઇશ.

રાવણ અને કુંભકરણ કોણ હતા તે વાત હવે સાંભળો. રાવણ અને કુંભકરણ વૈકુંઠલોકમાં જય અને વિજય એ નામના દ્વારપાળ હતા. એક વખત બ્રહ્માજીના પુત્ર સનંદન, સનત્કુમાર, સનાતન અને સર્વજ્ઞ એ ચારે ભગવાનના દર્શન કરવા વૈકુંઠ લોકમાં ગયા જ્યાં ભગવાનના મહેલને મોટો દરવાજો હતો ત્યાં ગયા અને ચારે ભાઇઓ અંદર જવા લાગ્યા ત્યારે તે દરવાજા ઉપર જય અને વિજય નામના બે દ્વારપાળ હતા તેમણે બ્રહ્માજીના ચારે પુત્રોને રોકયા જેથી ચારે ભાઇઓને

ક્રોધ ચઢયો તેથી જય વિજયને શાપ આપ્યો કે તમે વૈકુંઠ લોકમાંથી નીચે પડો અને મૃત્યુલોકમાં જઈ જન્મ લો.

એ પ્રમાણે ચારે ભાઈઓએ જય વિજયને શાપ આપ્યો. જ્યારે જય અને વિજય રાક્ષસયોનિમાં એકજ ઘેર જન્મ લીધો. એકનું નામ રાવણ પડયું અને બીજાનું નામ કુંભકરણ પડયું જ્યારે બન્ને દ્વારપાળ વૈકુંઠથી મૃત્યુલોકમાં ગયા ત્યારે લક્ષ્મીજીને ખબર પડી કે અમારા જય વિજય બન્નેને ઋષિના શાપથી મૃત્યુલોકમાં જન્મ થયો તે વખતે લક્ષ્મીજીને ઘણોજ શોક થયો. વિષ્ણુભગવાને લક્ષ્મીજીને પૂછયું કે હે લક્ષ્મીજી તમે કેમ શોક કરો છો? લક્ષ્મીજી બોલ્યાં કે સ્વામી, બ્રહ્માજીના પુત્ર આપનાં દર્શન કરવાને આવતા હતા તેમને આપણા દ્વારપાળ જય વિજયે દરવાજા ઉપર રોકયા તે વખતે બ્રહ્માજીના પુત્રોએ એમને શાપ આપ્યો કે તમે વૈકુંઠને છોડી મૃત્યુલોકમાં જાઓ, તેથી આપના જય વિજય નામના દ્વારપાળનો મૃત્યુલોકમાં જન્મ થયો છે તે કારણથી હું શોક કરૂં છું.

એ વાત સાંભળી વિષ્ણુભગવાન્ બોલ્યા કે હે લક્ષ્મી તમે શોક ન કરો. અમારે અને તમારે પણ મૃત્યુલોકમાં જવું પડશે. ત્યારે લક્ષ્મીજી બોલ્યાં કે મહારાજ! આ વૈકુંઠનું સુખ છોડી દુઃખ ભોગવવાને માટે તમે અને હું શા માટે મૃત્યુ લોકમાં જઈશું? ત્યારે ભગવાન બોલ્યા કે હે લક્ષ્મી! મૃત્યુલોકમાં જવું ન જવું એ આપણે આધીન નથી. જેમ આપણા જય વિજયની મૃત્યુલોકમાં જવાની ઈચ્છા ન હતી. તો પણ ઋષિઓના શાપથી મૃત્યુલોકમાં જવું પડયું. હે લક્ષ્મી! તેમ

મને પણ નારદમુનિનો શાપ છે. કે હે વિષ્ણુ! તમે વૈકુંઠનું સુખ છોડી મૃત્યુલોકમાં જાઓ અને દુઃખી થાઓ. તમને સ્ત્રીનો પણ વિયોગ થશે. એ પ્રમાણે મને પણ નારદમુનિનો શાપ છે. લક્ષ્મી બોલી કે હે સ્વામી! નારદમુનિએ આપને શા માટે શાપ દીધો છે તે કહો?

વિષ્ણુ ભગવાન્ બોલ્યા કે, હે લક્ષ્મી! મૃત્યુલોકમાં ઉત્તર દિશામાં બદ્રી અને કેદાર મોટાં તીર્થ છે તે તીર્થમાં જતાં રસ્તામાં એક શ્રીનગર નામનું શહેર આવે છે. તે શહેરમાં રણવીરસિંહ નામનો મહાપ્રતાપી રાજા હતો તે રાજાને એક કુંવરી હતી. જેનું નામ પદ્માવતી હતું. તે પદ્માવતીના સ્વયંવરમાં દેશ દેશના રાજાઓના કુંવરો આવ્યા હતા, તે સ્વયંવરમાં નારદમુનિને પણ જવાની ઇચ્છા થઇ અને નારદમુનિએ પોતાના મનમાં વિચાર કર્યો કે મારી ઘણી અવસ્થા થઇ છે. હું એક સ્ત્રી પરંતુ મેં સ્ત્રીનું સુખ ભોગવ્યું નથી. યાજ્ઞવલ્કય, વ્યાસ, વસિષ્ઠ, પારાશર, ગૌતમ, ભારદ્વાજ, સર્વ ઋષિઓને સ્ત્રી છે. હું સ્ત્રી વિનાનો છું. તો હું પણ મારા વિવાહ કરૂં વળી પોતાના મનમાં વિચાર કર્યો કે—શ્રીનગરના રાજાની કુંવરી જે પદ્માવતી તે ઘણીજ રૂપવંતી છે; તથા ગુણવાન, અનેસુંદર લક્ષણવાળી છે. થોડા દિવસમાં તેનો સ્વયંવર થવાનો છે અને તે રાજકુંવરી સ્વયંવરમાં મને વરે તો ઘણો આનંદ થાય. પરંતુ હું સ્વયંવરમાં કેવી રીતે જઈ શકું. મારી અવસ્થા ઘણી છે. સ્વયંવરમાં વીસથી પચીશ વર્ષના રાજકુમારો આવશે. જેની પદ્માવતીના જેવી અવસ્થા હશે તેને પદ્માવતી વરશે. મારી તો

દાઢી અને મૂછ સફેદ થઇ ગયાં છે. અને એક બે દાંત પણ પડી ગયા છે. માટે મને રાજકુંવરી નહિ વરે. જે સુંદર સ્વરૂપવાન તથા તેના જેવો ઉંમરમાં હશે તેને પદ્માવતી વરશે. એવી રીતે નારદમુનિ પોતાના મનમાં ઘણા દુઃખી થઇ અફસોસ કરવા લાગ્યા વળી વિચાર કર્યો કે–હું વૈકુંઠમાં જાઉં. અને વિષ્ણુભગવાનનું શરીર બે દિવસને માટે માગી લાવું તો મારૂં કામ સફળ થઇ જશે. કારણ કે ભગવાનના શરીરથી કોઇનું શરીર સુંદર હશે નહિ. માટે ભગવાન મને તેમનું શરીર આપે તો જરૂર પદ્માવતી મારા ઉપર મોહિત થઇ મને વરશે. એવો નિશ્ચય નારદમુનિ કરી વૈકુંઠલોકમાં આવ્યા વૈકુંઠલોકમાં આવી મને દંડવત્ પ્રણામ કર્યા અને મને કહ્યું કે–હે ભગવાન મને બે દિવસને માટે આપનું શરીર આપો. બે દિવસ પછી આપ આપનું શરીર પાછું લઇ લેજો એ પ્રમાણે નારદમુનિએ મને કહ્યું. પરંતુ શરમને લીધે જે કામને માટે મારૂં શરીર નારદમુનિએ માગ્યું હતું. તે કામ મને ન કહ્યું. મેં નારદમુનિના મનની વાત જાણી લીધી હતી. પરંતુ મેં તે કાર્યને માટે તેમને અટકાવ્યા નહિ. અને મારૂં શરીર બે દિવસને માટે નારદમુનિને આપી દીધું. મેં આરૂં શરીર તો આપ્યું પણ મુખ મારૂં આપ્યું નહિ, કિન્તુ વાંદરાનું મુખ મારા શરીરમાં લગાવીને આપી દીધું. નારદમુનિ પણ પોતાના મનમાં આનંદ પામી પદ્માવતીના સ્વયંવરમાં ગયા. સ્વયંવરમાં જઈ રાજકુંવરોની બરાબર થઇને બેઠા. અને મનમાં કહેવા લાગ્યા કે હવે જરૂર મને પદ્માવતી વરશે અને હું પણ સ્ત્રીનું સુખ ભોગવીશ. એ પ્રમાણે

નારદમુનિ મનના મનોરથ કરી રહ્યા છે. ફરી લક્ષ્મીજી બોલ્યા કે મહારાજ! એમ દગો શા માટે કર્યો? જે કારણથી નારદમુનિ આપનું શરીર લઈ ગયા તે કારણ સફળ નહિ થાય? ફરી ભગવાન્ બોલ્યા કે હે લક્ષ્મી! નારદ આપણા ભક્ત છે. ભક્તનું રક્ષણ કરવું એ મારૂં કામ છે. જો હું મારૂં મુખ નારદને આપી દઉં તો મારા રૂપનું સૌંદર્ય જોઈ અને કોટિ કામદેવના સમાન મારા મુખની તથા શરીરની કાન્તિ જોઇ પદ્મવતી મોહિત થઈ જાય. અને નારદને વરે. ત્યારે નારદ પ્રપંચમાં પૂસી જાય, પ્રપંચમાં પૂસવાથી મારી ભક્તિ ન કરી શકે, તે કારણથી મેં મારૂં શરીર તો આપી દીધું પણ મુખ ન આપ્યું અને વાંદરાનું આપ્યું એમ બોલી ભગવાન બંધ રહ્યા.

હવે નારદમુનિના હાલ સાંભળો. નારદમુનિ જે સ્વયંવરમાં ગયા હતા તે સ્વયંવરની ઘણીજ સુંદર રચના હતી. તેમાં સોના, ચાંદી, રત્નથી જડેલાં સિંહાસનો ગોઠવ્યાં હતાં. તેમજ સુંદર ઝાડો પણ ગોઠવ્યાં હતાં. સ્વયંવરમંડપમાં ચારે દિશાએ ચાર દરવાજા હતા. ચારે દરવાજામાં ભેરી, ઢોલ, નગારાં વાગતાં હતાં. ચારે દરવાજામાં સુંદર કંઠવાળી સધવા સ્ત્રી નાના પ્રકારનાં સુંદર ગીત ગાતી હતી. જ્યારે સ્વયંવરમાં એવા પ્રકારની તૈયારી થઇ રહી હતી ત્યારે સર્વ રાજકુંવરો તે સ્વયંવરમાં. પોતાના દરજ્જા પ્રમાણે બેસી ગયા છે. નારદમુનિ પણ વાંદરાના મુખવાળું ભગવાનનું શરીર લઈ એક સિંહાસન ઉપર બેસી ગયા છે. પરંતુ

નારદ મુનિને પોતાના મુખના હેવાલની ખબર નથી. નારદ મુનિના મુખને જોઈ સર્વ રાજકુંવરો હસવા લાગ્યા. તથા બીજા જોવાવાળા લોકો પણ નારદ મુનિનું મુખ જોઈ હસવા લાગ્યા. અને એક બીજાને કહેવા લાગ્યા કે આ રાજાનું શરીર સારૂં છે. પરંતુ જે જોવાનું મુખ છે તેજ તેનું ખરાબ વાંદરાનું છે. એ રાજાને અમારાં રાજકુંવરી પદ્માવતી નહિ વરે. એ પ્રમાણે એક બીજા વાતો કરવા લાગ્યા. એટલામાં સ્વયંવરના મુહૂર્તનો વખત થયો. ત્યારે રણવીરસિંહે પોતાની પુત્રી પદ્માવતીને સ્વયવરમાં બોલાવી, પદ્માવતી પિતાની આજ્ઞાથી દશ બાર દાસીઓને પોતાની સાથે લઈ ઘણુજ સુંદર શણગાર સજી સ્વયંવર મંડપમાં આવી. જ્યારે સ્વયંવર મંડપમાં પદ્માવતી આવી તે વખતે સર્વ રાજકુમારોની દ્રષ્ટિ પદ્માવતી ઉપર પડી. પદ્માવતીનું કામદેવ સમાન રૂપ જોઈ બધા રાજકુંવરોનું મન પદ્માવતી ઉપર ચોંટયું. સર્વનું શરીર સિંહાસનો ઉપર છે. પણ મન તો પદ્માવતી ઉપર ચોંટયું છે. નારદ મુનિનું મન પણ પદ્માવતી ઉપર ચોંટયું છે. સિંહાસન ઉપર તો ફક્ત નારદમુનિનું શરીર હતું. નારદમુનિને પોતાના મનમાં ધૈર્ય છે કે મારાથી સારૂ રૂપ કોઈ રાજકુંવરોનું નથી તેથી પદ્માવતી મ્હને જરૂર વરશે. જ્યારે પદ્માવતી મને વરશે ત્યારે તે મારી સ્ત્રી થશે તે વખતે મને પણ ઘણોજ આનંદ થશે અને જ્યાં હું જઇશ ત્યાં પદ્માવતીને સાથે લઇ જઇશ. જેમ વશિષ્ઠની સાથે અરૂંધતી રહે છે તેમ મારી સાથે પદ્માવતી રહેશે. એવો વિચાર

નારદમુનિ સ્વયંવરમાં બેઠા બેઠા કરે છે. જ્યારે રાજકુંવરો પણ પદ્માવતીના રૂપને જોઈ પોતાના મનમાં ચિંતા કરવા લાગ્યા કે પદ્માવતી ઘણીજ સુંદર છે. પરંતુ તે કોને વરશે તે કોઇને ખબર નથી. જેને પદ્માવતી વરશે તે રાજકુંવર ઘણો ભાગ્યશાળી બનશે. અને તે પદ્માવતીને સાથે લઈ ખુશી થઇ પોતાના દેશમાં મોટી ધામધૂમથી જશે. અને બીજા સર્વ રાજકુમારો નિરાશ થઈ પોતાને દેશ જશે એમ સર્વ રાજ-કુમારો પોતાના મનમાં વિચાર કરી રહ્યા છે અને પદ્માવતી મેળવવાને માટે દેવદેવીઓની માનતા રાખી રહ્યા છે. કોઇ રાજપુત્ર કહે છે કે હે દેવી! તારી કૃપાથી જો પદ્મા-વતી મને વરશે તો હું તમારૂં મંદિર સુવર્ણનું બનવીશ કોઈ કહે છે હે દેવી! હું એક લક્ષ રૂપિયાનું સુવર્ણનું છત્ર ચડાવીશ. એમ સર્વ રાજકુમારો પોતપોતાના મનમાં માનતા માની રહ્યા છે પદ્માવતી ઉપર સર્વનું મન કેવું ચોંટયું છે જેમ શંકર ઉપર માર્કંડેયનું મન લાગ્યું હતું. રામના ઉપર પ્રહ્-લાદનું મન લાગ્યું હતું, માછલી ઉપર જેમ બગલાનું મન લાગ્યું હતું અને તૈયાર રસોઈપર કોઇ ભૂખ્યા માણસનું મન લાગ્યું રહે છે તેમ સર્વ રાજકુમારોનાં મન પદ્માવતી ઉપર ચોંટી રહ્યાં છે. એટલામાં પદ્માવતી પણ પોતાની દાસીઓ સાથે સર્વ રાજકુમારોને જોવા માટે સ્વયંવરમાં ફરવા લાગી. પદ્માવતીની એક ચાલાક અને ચતુર દાસી કામ્બોજ દેશના રાજકુમારને બતાવી રાજકુમારના વંશનું તથા તેના શૂરવીર-તાનું વર્ણન કરવા લાગી અને પદ્માવતીને કહ્યું કે એવો પ્રતાપી આ રાજકુમાર છે પરંતુ પદ્માવતીએ તે રાજકુમારને

પ્રસન્ન કર્યો નહિ. ફરી આઘે જઇ સુરસેન દેશના રાજકુમારને જોવા લાગી તેનું વર્ણન દાસીએ કર્યું તેને પણ પદ્માવતી છોડી કરી આગળ પંચાળ દેશના રાજા પાસે ગઈ અને તેને પણ જોવા લાગી તેનું પણ દાસીએ વર્ણન કર્યું તે રાજકુમાર પણ પદ્માવતીને પ્રસન્ન ન આવ્યો. આઠમા નંબરના સિંહાસનપર નારદમુનિ બેઠા હતા તથા મનમાં ખુશી થઈ રહ્યા છે કે પદ્માવતી હમણાં મારી પાસે આવશે અને મને વરશે કારણકે મારી પાસે ત્રિલોકના નાથ ભગવાનનું સુંદર શરીર છે જેથી મારા શરીરને જોઈ મારા ઉપર મોહિત થઈ જશે અને મારા ગળામાં જરૂર વરમાળા આરોપશે. ભગવાનની કૃપાથી હું પદ્માવતીને વરીશ અને મોજ કરીશ. જ્યારે પદ્માવતી મને વરમાળા આરોપશે ત્યારે આ સર્વ રાજકુમારોને ઘણું દુઃખ થશે અને દુઃખી થઇ સર્વ રાજકુમારો પોતપોતાના દેશમાં ચાલ્યા જશે એ પ્રમાણે નારદમુનિ વિચાર કરી રહ્યા છે.

પદ્માવતી ત્રણે રાજકુમારોને છોડી ચોથા કનોજ દેશના રાજા પાસે ગઈ. દાસીએ તે રાજકુમારનો હેવાલ સંભળાવ્યો. તેમાં પણ પદ્માવતીનું મન ચોંટ્યું નહિ. તેને પણ છોડીને આગળ ગઇ. જે જે રાજકુમારોને છોડી પદ્માવતી આગળ આગળ ચાલતી જાય છે તે તે રાજકુમારોનું મુખ મલિન થતું જાય છે. તથા શરીર પણ સુકાઇ જાય છે. પદ્માવતી રાણી ચૈલ દેશના રાજકુમાર પાસે ગઈ અને તેને પણ જોવા લાગી. દાસીએ તેની પ્રસંસા કરી વર્ણન કર્યું તેને પણ છોડી પદ્માવતી આગળ મારવાડ દેશના રાજા પાસે ગઈ. તેને પણ જોવા

લાગી. દાસીએ તેની પ્રશંસા કરી પણ પદ્માવતીનું મન માન્યું નહિ. તેથી આગળ ગઈ. દાસી સર્વ રાજકુમારોની વંશાવળી, ગુણ, પરાક્રમ વગેરે પદ્માવતીને સંભળાવે છે. તેથી પદ્માવતીને માલુમ પડે છે કે આ રાજકુમાર આવો છે, પરંતુ વિધાતાએ જેને માટે પદ્માવતીને બનાવી છે તેજ રાજકુમાર ઉપર તેનું મન લાગશે, અને તેનેજ વરશે. આગળ ગુજરાત દેશના રાજા પાસે ગઈ, તેને જોઈ આગળ નારદમુનિ પાસે ગઇ. નારદમુનિ પણ વાંદરાના મુખવાળું ભગવાનનું શરીર લઈ રત્નસિંહાસન ઉપર બેઠા છે. જ્યારે પદ્માવતી પોતાની પાસે આવી ત્યારે ખુશી થયા કે જરૂર પદ્માવતી મને વરમાળ આરોપશે. પણ નારદમુનિને પોતાના મુખની ખબર નથી પણ તેમના મનમાં તો છે કે મારી પાસે ભગવાનનું સુંદર શરીર છે અને મુખ પણ સુંદર છે. પણ નારદમુનિને એમ પણ ખબર નથી કે ભગવાને છળ કરીને વિશ્વાસઘાત કર્યો છે. પદ્માવતી નારદ પાસે જઈ નારદમુનિનું શરીર જોઈ બહુ ખુશી થઇ પરંતુ જ્યારે પદ્માવતીએ નારદમુનિના મુખ સામું જોયું તો મુખ વાંદરાનું દીઠું વાંદરાનું મુખ જોઇ પદ્માવતી હસી અને દાસીને કહેવા લાગી કે હે દાસી! આ રાજાનું શરીર સારૂં છે. પરંતુ મુખ સારૂં નથી. એમ પદ્માવતી આગળ કાશીના રાજકુમાર પાસે ગઈ અને તેને જોવા લાગી. તેના ઉપર પદ્માવતીનું મન પ્રસન્ન થયું, અને કાશીના રાજકુમારને ગળામાં વરમાળ પહેરાવી. જ્યારે કાશીના રાજકુમારને પદ્માવતી વરી ત્યારે સર્વ રાજકુમાર નિરાશ થઈ પોતપોતાને દેશ ચાલ્યા ગયા અને કાશીના રાજકુમાર પદ્માવતીને લઈ ધામધૂમથી કાશી ગયા.

જે વખતે પદ્માવતી નારદમુનિને છોડી રાજકુમાર પાસે અઈ અને કાશીના રાજકુમારને વરમાળ આરોપી તે વખતે નારદમુનિને ઘણો ક્રોધ ચઢયો અને કહેવા લાગ્યા કે પદ્માવતી મૂર્ખ તથા અભાગી છે. કારણ કે તેણે ત્રણ લોકનું રમણીય અને પૂજ્ય ભગવાનનું શરીર અને મુખ તજી સાધારણ શરીરવાળા તુચ્છ પુરૂષ કાશીના રાજકુમારને વરી એમ જ્યારે નારદ મુનિએ કહ્યું ત્યારે શ્રીનગરના રાજા રણુવીરસિંહ ત્યાં હતા તે નારદની વાત સાંભળી બોલ્યા કે હે રાજકુમાર ! શા માટે ક્રોધ કરો છો. જે પદ્માવતીને સારો રાજકુમાર લાગ્યો તેને પદ્માવતી વરી. આપનાથી કાશીના રાજકુમાર ઘણાજ સારા છે આપ આપનું મોં સંભાળીને વાત કરો ? શા માટે મારી પુત્રીને તમે મૂર્ખ કહો છો તમારૂં મોં તો જુઓ. શરીરમાં જોવાનું જે મુખ છે તે તમારૂં ખરાબ વાંદરાના જેવું છે તેથી મારી પુત્રી તમને કેમ વરે ? એમ જ્યારે રાજાએ કહ્યું ત્યારે નારદ મુનિ પણ પોતાના મનમાં ગભરાયા અને રાજાને પૂછયું કે તમારી પાસે દર્પણ છે ? તે વખતે રાજાએ નારદમુનિને દર્પણ મંગાવી આપ્યું નારદમુનિએ દર્પણમાં પોતાનું મુખ જોયું તો વાંદરાના મુખ જેવું દેખાયું જેથી નારદમુનિને ઘણો ક્રોધ ચઢયો.

શ્રીનગરના લોકો પણ નારદમુનિની મશ્કરી કરવા લાગ્યા કે આ રાજા બેવકુફ છે. વાંદરાના મુખને લઇ પદ્માવતીને વરવા આવ્યો છે ? નારદમુનિ પોતાના મનમાં ક્રોધ કરી કહેવા લાગ્યા કે-વિષ્ણુએ મારી સાથે કપટ કર્યું. એમ કહી

નારદ વૈકુંઠ લોકમાં ગયા. નારદમુનિના નેત્રથી અને શરીરથી ક્રોધની જ્વાળા નીકળી રહી છે. મનમાં કહે છે કે વિષ્ણુ કપટી છે તેણે મારી સાથે છળકપટ કર્યું. તેથી મને પદ્માવતી વરી નહિ. જો મારી સાથે વિષ્ણુએ કપટ ન કર્યું હોત તો, જરૂર મને પદ્માવતી વરત. પરંતુ વિષ્ણુએ શરીર મને આપ્યું અને મુખ મને તેમનું ન આપતાં વાંદરાનું આપ્યું તેથી મને પદ્માવતી વરી નહિ. પદ્માવતીની હું ઘણી ઈચ્છા રાખતો હતો, પરંતુ વિષ્ણુએ મારૂં સર્વ કાર્ય નિષ્ફળ કર્યું અને દુનિયામાં હાંસી કરાવી. પદ્માવતી નહિ મળવાથી મને ઘણું દુઃખ થાય છે. તેથી વિષ્ણુ પાસે જાઇ વિષ્નુના કૃત્યનો બદલો આપું. એમ મનમાં વિચાર કરી ક્રોધથી નારદમુનિ વિષ્ણુ પાસે જઈ વિષ્ણુને મળ્યા. વિષ્ણુને દંડવત્ પ્રણામ પણ કર્યા નહિ. વિષ્ણુ પણ પોતાના મનમાં સમજી ગયા. નારદ વિષ્ણુ પાસે ઊભા રહી શાપ આપવા લાગ્યા કે હે વિષ્ણુ ? તમે મારા વિવાહમાં વિઘ્ન કર્યું તેથી મને પદ્માવતી ન વરી. પદ્માવતી મને નહિ વરવાથી હું ઘણો દુઃખી થઇ ગયો છું. તેનો બદલો હું શાપથી આપું છું તે-આપ વૈકુંઠ લોક છોડી આ મૃત્યુ લોકમાં મનુષ્ય શરીર ધારણ કરો ? અને તમારા વિષ્ણુ સ્વરૂપને ભુલી જાઓ. અને દુઃખી થાઓ આપને સ્ત્રીનો પણ વિયોગ થશે. એમ નારદમુનિ ભગવાનને શાપ આપી વૈકુંઠથી બીજા લોકમાં ચાલ્યા ગયા.

કેટલાક દિવસ પછી વૈકુંઠ લોકથી વિષ્ણુ ભગવાનનો મનુષ્ય લોકમાં અયોધ્યા નગરીમાં રાજા દશરથને ઘેર રામ

અવતાર થયો. દુનિયામાં પણ રાજા દશરથને ઘેર રામનો અવતાર થયો એ વાત પ્રસિદ્ધ છે, અઢારમેં વર્ષે રામચંદ્રજીનો જનકપુરીમાં જનકનંદની સીતાજી સાથે લગ્ન થયું. પચીસ વર્ષે રામચંદ્રજીને વનવાસ જવું પડયું. વનવાસમાં રામચંદ્રજીની સાથે જગતમાતા સીતાજી અને તેમના બન્ધુ લક્ષ્મણજી પણ ગયા. રામ, લક્ષ્મણ, સીતા ત્રણે પિતાની આજ્ઞાથી વનવાસ ગયાં અહીં ભગવાનનો વનવાસ થયો.

રાવણ, દેવ, ઋષિમુનિઓ, મનુષ્ય સર્વને દુઃખ આપે છે. તેથી ભગવાનનો જલ્દી અવતાર થયો. રાવણનું તાત્પર્ય એ છે કે જ્યારે હું પૃથ્વી ઉપર ઘણો ઉત્પાત કરૂં. દેવ તથા ઋષિમુનિઓને બહુ દુઃખ આપું જ્યારે એમના દુઃખ ભગવાન સાંભળશે ત્યારે સર્વનાં દુઃખ સાંભળી સર્વના રક્ષણ માટે ભગવાનનો પૃથ્વી ઉપર અવતાર થશે ત્યારે હું ભગવાન સાથે દુશ્મનાવટ કરી તેમનોજ મોટો અપરાધ કરીશ. જ્યારે ભગવાનનો અપરાધ કરીશ ત્યારે ભગવાન મને મોટો અપરાધી સમજી મારશે. જ્યારે હું ભગવાનના હાથથી મરીશ ત્યારે મને ફરી ભગવત્ પદની પ્રાપ્તિ થશે. જો હું દુનિયાને દુઃખ ન દઉં તથા ભગવાન્ સાથે દુશ્મનાવટ ન કરૂં તો ભગવાન્ મને અપરાધ વિના મારે નહિ. તેથી ઘણા દિવસ મનુષ્ય લોકમાં રહી ઘણું દુઃખ ભોગવવું પડે. મેં ઘણુંજ રાજ્ય કર્યું હવે મારી સંસારમાં રહેવાની ઇચ્છા નથી. તેથી ભગવત્ પ્રાપ્તિ માટે ભગવાન્થી દુશ્મનાવટ કરૂં અને નારદમુનિનો પણ ઉપદેશ છે કે ભગવાન સાથે દુશ્મનાવટ કરવાથી તને ભગવાન જલ્દી મળશે. એ પ્રમાણે

નારદમુનિના ઉપદેશને યાદ કરી, રાવણ દુનિયાને બહુ પીડવા લાગ્યો. એટલામાં ફરી નારદમુનિ રાવણ પાસે આવ્યા. રાવણે નારદમુનિનો ઘણોજ આદર સત્કાર કર્યો અને બોલ્યા કે હે મુનિ મને કોઈ નવી વાત સુણાવો. નારદમુનિ બોલ્યા કે વિષ્ણુનો અવતાર પૃથ્વી ઉપર થઈ ચુકયો છે. અયોધ્યાપુરીમાં દશરથ રાજાને ઘેર અવતાર થયો છે. રામ તેમનું નામ છે. લક્ષ્મી પણ સીતા રૂપથી તેમની રાણી બની છે. હાલ રામ, સીતા અને લક્ષ્મણ ત્રણે જણાં વનમાં છે. હે રાવણ આ નવીન વાત છે. એમ કહી નારદમુનિ ચાલ્યા ગયા.

રાવણને પણ નારદમુનિના કહેવાથી પોતાના મનમાં વિચાર આવ્યો કે ભગવાનનો અવતાર થઈ ચુકયો છે. અને ભગવાન્ ક્ષત્રિરૂપ ધારણ કરી વનમાં આવ્યા છે. તથા જગત્માતા લક્ષ્મીજી પણ સીતારૂપથી સાથે છે. આ વખતે ભગવાન સાથે દુશ્મનાવટ કરવાનો સમય છે. એમ વિચાર કરી જે વનમાં રામ, લક્ષ્મણ સીતા હતાં તે વનમાં રાવણ ગયો. ત્યાં સીતાજીને એકલાં બેઠેલાં દીઠાં. રામ, લક્ષ્મણ તે વખતે ત્યાં ન હતા. સીતાજીની પાસે જઈ મનમાં સાષ્ટાંગ દણ્ડવત્ કરી, દેવમૂર્તિની પેઠે પોતાને મસ્તક ઉપાડી સીતાને લંકામાં લઈ ગયો, રામ લક્ષ્મણને ખબર મળી કે સીતાજીનું હરણ કરી રાવણ લંકામાં લઈ ગયો. ત્યારે રામચંદ્રજીએ રાવણને મોટો અપરાધી ગણી, રાવણની સાથે યુધ્ધ કરવા લંકામાં ગયા. ત્યાં જઈ રાવણ સાથે છ માસ સુધી મોટું ભયંકર યુધ્ધ કર્યું, એ યુધ્ધમાં રામચંદ્રજીએ રાવણને મારી નાખ્યો. જ્યારે રાવણને મારી નાખ્યો

ત્યારે રાવણનો આત્મા રામચંદ્રજીના આત્મા સાથે મળી ગયો અને રાવણને ભગવત્‌પદની પ્રાપ્તિ થઈ ગઈ. રાવણ ભગવાનનો પરમ ભક્ત હતો તે વાત ભગવાન તથા વિદ્વાનો જાણે છે. અને રાવણ પણ જાણે છે. વાલ્મીકિ રામાયણમાં પણ લખ્યું છે કે રાવણને શૂરવીરતાથી ભગવત્‌પદની પ્રાપ્તિ થઈ. અને બીજા ભક્તોએ નમ્રતાથી પ્રભુની પ્રાપ્તિ કરી.

હે સદ્‌ગૃહસ્થો ? રાવણ લોકદૃષ્ટિથી ભગવાનનો શત્રુ હતો, બહારથી ભગવાન સાથે દુશ્મનાવટ રાખતો હતો પરંતુ અંતરથી તો રાવણનું મન રામ ઉપર હતું તેથી રાવણને ભગવાન પ્રાપ્તિ થઈ એ વાત વાલ્મિક રામાયણમાં પ્રસિધ્ધ છે તેમ તમે પણ બહાર મનથી જગતનો બધો વ્યવહાર કરો પરંતુ તમારૂ મન પરમાત્મામાં રાતદિવસ રાખો તો તમને પણ પરમાત્મા મળશે એમ હું આશીર્વાદ આપું છું.

નારદ પણ પરમાત્માનો પરમભક્ત હતો જ્યારે નારદની બાહ્યદૃષ્ટિ થઈ ત્યારે નારદનું મન પદ્માવતી ઉપર ગયું. ભગવાને વિચાર કર્યો કે મારો ભક્ત સંસારમાં ખૂસી જશે તેટલા માટે ભગવાને નારદના વિવાહમાં વિઘ્ન કર્યું કે મારો ભક્ત સંસારમાં ફસે નહિ. હે સજ્જનો ! ભક્તના કાર્યમાં જો ભગવાન્ વિઘ્ન કરશે તથા છળ કરશે તે સારાને માટેજ. નારદના વિવાહમાં વિઘ્ન કર્યું તેથી બે ફાયદા થયા એક તો નારદ સંસારમાં ફસાયા નહિ બીજો રામાવતાર થઈ જગત્‌નો

ઉપ્પાર કર્યો માટે હું એમ માનું છું કે પ્રભુ જે કરે છે તે બધું સારૂંજ કરે છે કારણ કે—

દોહરો.

**जो प्रभु करे सो ठीक करे, बुरा प्रभुसे ना होई;**
**योगानंद कहे सदा, जाणत है नर कोई.**



૧૩

એક સમે અર્જુને રાજા યુધિષ્ઠિરને પૂછયું કે કળિયુગ કેવો આવશે? તથા કળિયુગમાં માણુસો કેવી રીતે વર્તશે? રાજા યુધિષ્ઠિર બોલ્યા કે હે અર્જુન, કળિયુગ બહુ કઠિન આવશે કળિયુગમાં સદ્દમતિ કોઇક માણુસની રહેશે. દુર્મતિ-વાળા ઘણા માણુસો થશે. ધર્મ, કર્મ, ભાવ, ભક્તિ, દાન, પુણ્ય, તીર્થ, યાત્રા, વેદશાસ્ત્ર વગેરેમાં શ્રધ્ધા થોડાક માણુસોની રહેશે. ઘણા માણુસો વેદશાસ્ત્રને માનશે નહિ ઘણા કુપંથો નીકળશે. નાસ્તિક અને નિર્દયઘણા થશેજે ભક્તિ, ધર્મ, કમ કરશે તેની મશ્કરી થશે. સજ્જનોની સાથે દ્વેષ કરશે. દુર્જન સાથે પ્રીતિ કરશે, નિંદા, સ્તુતિ કળિયુગમાં ઘણી થશે. પુત્ર પિતાની સાથે દ્વેષ કરશે, સ્ત્રી પતિની સાથે દ્વેષ કરશે. ઘેરઘેર કજીયા થશે, માતાપિતા પુત્રપુત્રીનું માંસ ખાશે. જાળીના છિદ્રમાંથી હાથી નીકળશે પણ પુછડું અટકી રહેશે એ પ્રમાણે કળિયુગમાં થશે.

અર્જુને કહ્યું કે આપે કળિયુગનું વર્ણન કર્યું તે સાંભળ્યું પણ પિતામાતા, પુત્રપુત્રીનું માંસ કેવી રીતે ખાશે તથા જાળીના છિદ્રમાંથી હાથી નીકળશે અને પુછ કેમ અટકશે એ મારા મનમાં શંકા છે, ત્યારે રાજા યુધિષ્ઠિર બોલ્યા કે માતાપિતા પુત્રપુત્રીને પૈસા લઇ પરણાવશે અને તે પૈસાનો ઉપભોગ કરશે તેજ પુત્રપુત્રીનું માંસ ખાવા બરાબર છે કારણ કે કેટલાક પોતાની પુત્રીના પૈસા લઈ પરણાવે છે અને કેટલાક પોતાના પુત્રનો અમુક રૂપીયા ચાંલ્લો આપે તોજ બીજાની પુત્રીને પરણે છે. હવે જાળીના છિદ્રમાંથી હાથી નિકળશે અને પુછડું અટકી રહેશે તેનો ખુલાસો કરૂં છું. કોઈ હજાર રૂપીયા ખર્ચ કરી બ્રાહ્મણ ભોજન કરશે અથવા મોટો યજ્ઞ કરશે જેમાં સર્વ માણસો ભોજન કરી લેશે પછી કોઇ બીજો વગર આમંત્રણનો માણસ આવી ચડશે તો તેને જમાડશે નહિ અને નિરાશ કરીને પાછો કાઢશે જેથી થોડાક માટે બગાડી હજાર માણસને જમાડયા પણ એકને નિરાશ કરી પાછો કાઢયો તેજ જાળીમાંના છિદ્રમાંથી હાથી નીકળી ગયો અને પુછડું અટકી રહ્યું.

હે સજ્જનો! જ્યારે તમે ઘણું દાન કરી ઘણાને જમાડો તે વખતે અચાનક કોઈ અતિથિ આવે તેને પણ જમાડશો નિરાશ ન કરશો અને જો નિરાશ કરશો તો હાથીના પુંછડાની પેઠે તમે પણ સંસારમાં અટકી પડશો પણ એમ માનજો કે પાંચ રૂપીઆ વધારે ખર્ચ થયું હતું. જેથી છેવટ ન બગાડતાં થોડા માટે કોઇને નિરાશ ન કરશો.

હે સજ્જનો ! દિકરીના પૈસા લેવા તેમાં ઘણુંજ પાપ થાય છે તથા પુત્રનો ચાંલ્લો પણ આગ્રહ કરીને વધારે ન લેવો કારણ કે મનુસ્મૃતિમાં લખ્યું છે કે જે માબાપ પોતાના પુત્રનો ચાંલ્લો આગ્રહથી વધારે લઈ પરણાવે છે તેણે પોતાનો પુત્ર વેચી દીધો એમ સમજવું. આગ્રહથી પુત્રનો ચાંલ્લો ન લેવો. તેમ પુત્રીની એક પાઈ પણ ન લેવી એમ મનુભગવાન્ લખે છે.



૧૪

જે વખતે રામ લક્ષ્મણ વનવાસ હતા તે વખતે બંને ભાઇઓને અત્યંત તૃષા લાગી જેથી તે વનમાં પંપા-સરોવર હતું તેથી તે સરોવર ભણી પાણી પીવાને ચાલ્યા. ત્યાં એક બગલું ધીરે ધીરે સરોવરના કાંઠે ચાલતું દીઠું તે જોઈ રામચંદ્રજીએ લક્ષ્મણને કહ્યું કે—

पश्य लक्ष्मण पंपाया बकः परमधार्मिकः ।
शनैः शनैः पदं धत्ते जीवनां वधशंकया ॥१॥

હે લક્ષ્મણ! આ બગલો ઘણો દયાળુ છે તથા પરમ ધર્માત્મા છે કારણ કે ધીરે ધીરે પગ મૂકીને પાણીમાં ચાલે છે મારા પગની નીચે ચગદાઇને કોઈ જીવ ન મરી જાય માટે ધીરે ધીરે ચાલે છે. ઉપર પ્રમાણે રામચંદ્રનું કહેવું સાંભળી સરોવરની માછલી પોતાના મનમાં વિચાર કરવા લાગી કે આ મુસાફરો અજાણ છે જેથી તેઓ બગલાના દુર્ગુણને કાંઇપણ

જાણતા નથી તેથી પાપી બગલાને ધર્માત્મા તથા દયાળુ કહે છે એમ વિચાર કરી માછલી બોલી કે—

पथिका नैव जानन्ति जानन्ति सहवासिनः ।
अनेन ध्यानयोगेन मत्कुलं निष्कुलीकृतम् ॥२॥

હે મુસાફરો ! તમે આ બગલાના હાલ નથી જાણતા કારણ કે તમે નવા માણસો છો તેથી તમે તેના હાલ જાણી શકશો નહિ જે માણસ જે માણસની સાથે થોડા દિવસ રહે તેજ માણસ તે માણસના ગુણ અવગુણ જાણી શકે. અમે આ બગલાની સાથે રાતદિવસ હંમેશાં રહીએ છીએ તેથી અમે તેના હાલ સારી રીતે જાણીએ છીએ. આ બગલો ધીરે ધીરે પગ મૂકી શાન્તિથી ચાલે છે તે શાન્તિથી તથા ધીરે ધીરે ચાલવાથી તેણે અમારી માછલી વંશનો નિર્વંશ કરી નાંખ્યો છે. એવા મોટા પાપી બગલાને તમે દયાળુ અને ધર્માત્મા કહો છો તેથી તમે અજાણ હો એમ જણાય છે તે દયા માટે ધીરે ધીરે પગ મૂકી ચાલતો નથી પણ માછલી પકડવાને માટે ધ્યાન લગાવી ધીરે ધીરે ચાલે છે.

હે સજ્જનો ! તમે બગલાના જેવો ભાવ મનમાં રાખી કોઇને છળવા માટે મોઢેથી સારી સારી વાતો કરશો નહિ કોઇની સાથે વિશ્વાસઘાત કરશો નહિ જેની સાથે વ્યવહાર રાખવો તેની સાથે ખરેખરો વ્યવહાર રાખવો છળકપટ તજી દુનિયાનો વ્યવહાર કરશો તો પરમાત્મા તમારા ઉપર રાજી રહેશે અને તમે પણ સુખી થશો.



૧૫

મારવાડ દેશમાં એક મોટો કરોડાધિપતિ વૈશ્ય શેઠ હતો તેને બે પુત્ર હતા. એકની ઉંમર ત્રણ વર્ષની અને બીજાની ઉંમર એક વર્ષની હતી. એટલામાં શેઠનો સ્વર્ગવાસ થયો. બન્ને પુત્રોને શેઠાણીએ મોટા કરી, મોટા પુત્રને પરણાવ્યો. તે વખતે મોટા પુત્રની વય સોળ વર્ષની હતી. જેથી તે મોટા મુનીમ વગેરેને સાથે લઇ બહાર દેશાવર વેપાર માટે ગયો. નાનો પુત્ર પોતાને ગામ રહ્યો. નાનો પુત્ર ગામમાં કોઈ સાધુ, પંડિતો વગેરે આવે, તેની પાસે જઈ કથા વાર્તા સાંભળવા બેસી રહે છે. ધર્મ, કર્મ, ભાવ, ભક્તિ વગેરેમાં તેનું મન ચોંટી રહે છે. તેની જ્યારે ચૌદ વર્ષની ઉંમર થઈ ત્યારે તેણે એક પ્રતિજ્ઞા કરી કે, હમેશાં પ્રથમ સો રૂપીયા દાન કરી પછી અન્ન લેવું. જે સો રૂપીયા દાન આપવા ન મળે તો અન્ન ખાધા વિના રહેવું, અને મરણ પામવું. જે દિવસે ઉપરની પ્રતિજ્ઞા કરી તે દિવસે પ્રતિજ્ઞા કર્યા બાદ એકાદ બે કલાક પછી જમવાનો વખત થયો. એટલામાં તેની માતુશ્રી તેને જમવા તેડવાને આવી. ત્યારે પુત્ર બોલ્યો કે, હે માતા! આજે મેં એવી પ્રતિજ્ઞા લીધી છે કે, પ્રથમ સો રૂપીયા દાન કરી પછી અન્ન લેવું. માટે તારે મને જમાડવો હોય તો પ્રથમ મને સો રૂપીઆ દાન કરવા આપ. કારણ કે દાન કર્યા બાદ હું ભોજન કરીશ. માતા પોતાના પુત્રની વાત સાંભળી કહેવા લાગી કે હે પુત્ર! આવી મોટી પ્રતિજ્ઞા તમે શા માટે કરી? ત્યારે પુત્ર બોલ્યો કે માતા જો તમારી મરજી હોય તો હમેશાં મને સો

રૂપીઆ દાન કરવા આપશો તો હું જમીશ નહિતર કોઇ નદી કિનારે જઈને બેસીશ. પણ દાન આપ્યા વિના હું કોઈ દિવસ જમી શકીશ નહિ. પુત્રની હઠ જોઈ માતાએ પોતાના મનમાં વિચાર કર્યો કે આપણને પ્રભુએ ઘણોજ પૈસો આપ્યો છે. તેટલા માટે હું તેને હમેશાં સો રૂપીઆ દાન કરવા આપું અને જો નહિ આપું તો તે ભાગી જશે. જેથી લોકોમાં નિંદા થશે અને તે જયાં સુધી નહિ જમે ત્યાં સુધી હું નહિ જમી શકું. માતાએ સો રૂપીઆ આપ્યા. પુત્રે રૂપીઆ લઇ બ્રાહ્મણને દાન આપી પછી ભોજન કર્યું. આ પ્રમાણે ઘણા દિવસો થઈ ગયા. અને તેની ઉંમર સોળ વર્ષની થઇ. ત્યારે વિવાહ માટે તેની માગણીઓ આવવા લાગી. તે વખતે માતાએ પુત્રને કહ્યું કે હવે તારા વિવાહની તૈયારી કરવી છે. ત્યારે પુત્ર બોલ્યો કે માતા મારા વિવાહની તૈયારી કરશો નહિ. કારણ કે મારી પાસે જયારે પૈસો નહિ રહે અને હું મરી જઈશ તે વખતે મારી સ્ત્રીને દુઃખ થશે. માટે મારો વિવાહ કરશો નહિ. ત્યારે માતા બોલી કે આપણી પાસે ઘણું દ્રવ્ય છે. જયાંસુધી તમે જીવો ત્યાંસુધી હંમેશ સો સો રૂપીઆ દાન કરશો તો પણ આપણું દ્રવ્ય ખૂટે તેમ નથી. અને પાછળ તારી સ્ત્રીને પણ દુઃખ પડશે નહિ. એમ કહી માતાએ પુત્રનો વિવાહ નક્કી કરી લગ્ન પણ કરી દીધું.

લગ્ન કર્યાને બે વર્ષ થઈ ગયાં તેટલામાં તેનો મોટો ભાઇ પણ પરદેશથી ઘણું દ્રવ્ય કમાઇને પોતાના મુનીમો સાથે સુખરૂપ પોતાના દેશમાં આવી પહોંચ્યો. તેને ઘરના હેવાલની

કાંઈપણ ખબર નથી. ઘેર આવ્યા પછી પોતાની માતાને મોટા પુત્રે પૂછયું કે, આપણી પાસે કેટલું દ્રવ્ય છે તે જોવા માટે ચોપડા આપો. માતાએ ચોપડા આપ્યા. મોટા પુત્રે દરેક ચોપડા જાતે તપાસ્યા. તેમાં એક કરોડ રૂપીઆ મૂકી પિતા મરણ પામ્યા હતા. માતાને કહ્યું કે આ રૂપીયાનો હિસાબ આપો. મુનીમે અને માતાએ હિસાબ આપ્યો. તેમાં આઠ દશ લાખ રૂપીયા ઓછા હતા. ત્યારે મોટા પુત્રે પૂછયું કે આ રૂપીયા કયાં ગયા. માતા બોલી કે નાનાભાઈએ ચૌદ વર્ષની ઉંમરથી પ્રતિજ્ઞા કરી છે કે હંમેશાં સો રૂપીયા દાન કરીને જમવું. તેથી હંમેશાં તેને સો રૂપીઆ આપવા પડે છે. તે કારણથી ઓછા થયા છે. ત્યારે મોટો પુત્ર બોલ્યો કે માતા અમારી સંમતિ વિના રૂપીયા કેમ આપતાં હતાં? એમ કહી મોટો પુત્ર નારાજ થઇ ગયો. અને કહ્યું કે—જો નાનો ભાઈ આ પ્રમાણે ચાલશે તો અમને પણ ભીખ માગતા કરી દેશે. માટે અમારો અને તેનો દ્રવ્યનો ભાગ વહેંચી લેવો છે. એ પ્રમાણે કહી દ્રવ્યની ત્રણ ભાગે વહેંચણ કરી. બે ભાગ બે ભાઇના અને એક ભાગ માતાનો. માતાએ પોતાનો ભાગ નાના પુત્ર ભેગો નાખી દીધો. મોટો ભાઈ પોતાનો ભાગ લઈ વેપાર કરવા લાગ્યો. અને તેમાં ઘણું કમાવા લાગ્યો.

નાનો પુત્ર પોતાની માતા સાથે રહે છે. એક દહાડો તેણે વિચાર કર્યો કે હું સો રૂપીઆ દાન કરૂં છું અને એક પાઇ પણ કમાતો નથી તો મારૂં દ્રવ્ય કયાં સુધી ચાલશે? મારૂં દ્રવ્ય ખૂટી જશે એટલે હું દુઃખી થઈશ એની મને કાંઈ

ચિંતા નથી, પણ મારા દ્રવ્ય ભેગો મારી માતાનો ભાગ છે. તે પણ ખૂટી જશે એટલે તેમને પણ દુઃખ થશે. મોટો ભાઇ એક પાઇ પણ આપશે નહિ, એ પ્રમાણે વિચાર કરી તેણે માતાને હાથ જોડી કહ્યું કે હે માતા! મારી પાસે જેટલું દ્રવ્ય છે તેમાંથી તમારા નિર્વાહ જેટલું દ્રવ્ય તમે લઈ લો. કારણ કે મારી પાસે બધું દ્રવ્ય ખલાસ થઈ જશે તે વખતે મોટાભાઇ તમને કાંઈ આપશે નહિ. જેથી તમે પણ દુઃખી થશો. માતાએ વિચાર કર્યો કે પુત્ર સાચું કહે છે. તેથી માતાને જેટલું દ્રવ્ય જોઈતું હતું તેટલું લઈ માતા પણ જુદાં રહ્યાં.

દાન કરતાં કરતાં નાના પુત્ર પાસે દશ બાર હજાર રૂપીયા રહ્યા તે વખતે તેણે વિચાર કર્યો કે હવે ચાર છ માસનું ખર્ચ મારી પાસે છે અને તે દ્રવ્ય પણ ખલાસ થશે. જેથી મને દાન કરવાના રૂપીઆ મળશે નહિ તેથી કરી હું જમ્યા વિના મરણ પામીશ પણ મરવું એ સાચું છે. માટે કોઇ તીર્થમાં મરણ પામું તો સારૂં. એ પ્રમાણે વિચાર કરી તેણે તેની સ્ત્રીને કહ્યું કે હવે હું કોઇ તીર્થક્ષેત્રમાં જઇ રહેવાનો વિચાર કરૂં છું. માટે મારી પાસે જે દ્રવ્ય છે તેમાંથી તારે જોઇએ તેટલું લઇ લે અને અહીં રહી મારી માતાની સેવા કર. ત્યારે સ્ત્રી બોલી કે તમે ચાલ્યા જાઓ અને હું અહીં રહું એ બનવાનું નથી. હું પણ તમારી સાથેજ આવીશ તમારી જે પ્રતિજ્ઞા છે તેજ મારી પણ છે. તમારા સુખે સુખ અને દુઃખે દુઃખ હું પણ ભોગવીશ પણ તમને નહિ છોડું.

આવી રીતનો સ્ત્રીનો આગ્રહ જોઇ તેને પણ સાથે લીધી પોતાની પાસે જે દ્રવ્ય હતું તે લઈ બંને જણા હરદ્વાર ગંગાને કિનારે જઇ રહ્યાં ત્યાં જઇ ગંગામાં સ્નાન કરી પૂજન કરી દ્રવ્ય ચડાવ્યું. જ્યાંસુધી પોતાની પાસે દ્રવ્ય રહ્યું ત્યાં સુધી હંમેશાં દાન કરી આનંદ કરી રહ્યાં છે. જ્યારે દ્રવ્ય ખૂટી ગયું ત્યારે ગંગા કિનારે ચાલવા લાગ્યાં. ચાલતાં ચાલતાં બે દિવસ થઇ ગયા. બે દિવસથી તે બન્નેમાંથી કોઇએ અન્ન ખાધું નથી રસ્તામાં ઘણું અન્ન મળતું હતું પણ દાન કર્યા વિના કેમ ખાઇ શકે? ત્રીજે દિવસે ચાલતાં ચાલતાં ગંગાકિનારે એક મોટું શહેર આવ્યું તે શહેરમાં એક મોટો શેઠ હતો તે શેઠના દરવાજા ઉપર આ બંને સ્ત્રી પુરૂષ બેસી ગયાં. શેઠ ઘણો ધર્માત્મા હતો તેના દ્વારે જે નાગો ભૂખ્યો જાય તેને અન્ન, વસ્ત્ર વગેરે મળતું હતું. તે શેઠના પહેરેગીરે તેમને પૂછ્યું કે તમારે શું ઇચ્છા છે? અન્ન, વસ્ત્ર જોઈતું હોય તો હું શેઠાણીને કહું તે તમને આપશે ત્યારે તે બોલ્યો કે અમે ત્રણ દિવસના ભૂખ્યા છીએ જેથી અમને કોઇ જમાડે એવી અમારી ઇચ્છા છે એ પ્રમાણે કહ્યું ત્યારે પહેરેગીર શેઠાણી પાસે ગયો અને આવેલા અતિથિનો હેવાલ શેઠાણીને કહ્યો. ત્યારે શેઠાણીએ પહેરેગીરને કહ્યું કે તેમને જોઇએ તે હલવાઈની દુકાનેથી અપાવો અથવા સીધાની જરૂર હોય તો પાકુ સીધુ અપાવો. પહેરેગીર મુસાફરો પાસે આવીને બોલ્યો કે તમારે શું ઇચ્છા છે? જો હલવાઇની દુકાનેથી કાંઇ લેવું હોય તો હું અપાવી દઉં અને

જો સીધું જોઈતું હોય તો પાકુ સીધું અપાવું. જે જોઇએ તે લો ત્યારે મુસાફર બોલ્યા કે અમને જમાડવાનું કઠિન છે. જે ધર્માત્મા હોય તેજ અમને જમાડી શકે કારણ કે અમારે એવી પ્રતિજ્ઞા છે કે પ્રથમ સો રૂપીઆ દાન કરી પછી જમવું જો પ્રથમ શેઠાણી દાન કરવા રૂપીઆ આપે તો પછી સીધુ લઈ જમીએ.

મુસાફરની વાત સાંભળી પહેરેગીર શેઠાણી પાસે ગયો અને મુસાફરે કહેલી હકીકત સંભળાવી. શેઠાણી મનમાં વિચાર કરવા લાગી કે જો દાન કરવા પહેલાં રૂપીઆ ન આપું તો આ ત્રણ દિવસના ભૂખ્યા મુસાફરો મારે ઘેરથી જમ્યા વિના પાછા જશે એ ઠીક નહિ. તેથી શેઠાણીએ સો રૂપીઆ દાન કરવા માટે પહેરેગીર સાથે મોકલ્યા. પહેરેગીરે નીચે આવી રૂપીયા આપ્યા. જેથી નાહી, ધોઇ, બ્રાહ્મણોને દાન આપી સીધું લઈ રસોઇ બનાવી. અચ્છી રીતે જમ્યા અને તે દહાડે શેઠને ત્યાંજ રહ્યા. બીજે દહાડે શેઠાણીએ તે મુસાફરોને પોતાની પાસે બોલાવ્યા. મુસાફરો શેઠાણી પાસે આવ્યા. ત્યારે શેઠાણીએ તેમને પૂછ્યું કે-તમે કેવા ન્યાતે છો, જાતે કોણ છો, અને કયાંના રહેવાશી છો? ત્યારે તે બોલ્યા કે-અમે વૈશ્ય છીએ. મારવાડ દેશમાં રહીએ છીએ. ત્યારે શેઠાણીએ કહ્યું કે મારે ત્યાં નોકર રહેશો? ત્યારે મુસાફર બોલ્યા કે-હું નોકરી તો કરીશ, પણ મને રાખશે કોણ? કારણ કે હંમેશાં સો રૂપીયા દાન કરવાને માટે જોઇએ તેટલા રૂપીઆ મને કોણ આપે? અને રાખે? ત્યારે શેઠાણી બોલી કે-હું

તમને હંમેશાં સો રૂપીઆ દાન કરવાને માટે આપીશ. અને તમારૂં ખર્ચ પણ આપીશ. મારા જેટલા નોકરો છે તે સર્વમાં હું તમને શ્રેષ્ઠ બનાવીશ. અને મોટા મુનીમની જગ્યા આપીશ. ત્યારે મુસાફરે રહેવાની હા કહી. અને ત્યાં રહ્યા. તેને શેઠાણી, પુત્ર સમાન અને તેની સ્ત્રીને પુત્રવધૂ સમાન રાખતી.

શેઠ બહારગામ વેપાર માટે ગયા હતા. ત્યાંથી શેઠ ઘણો માલ ખરીદીને ઘેર આવ્યા. ત્યારે શેઠને શેઠાણીએ વાત કરી કે, મેં એક વૈશ્યના પુત્રને આપણે ત્યાં નોકર રાખ્યો છે. તે ઘણો લાયક અને ધર્માત્મા છે. એમ કહી ઉપર બનેલી હકીકત કહી સંભળાવી. ત્યારે શેઠ બોલ્યા કે—તેનું ખર્ચ ઘણું છે. હંમેશાં સો રૂપીઆ દાન કરવા આપવા તે ઉપરાંત તેનું ખર્ચ પણ આપવું. તેથી આપણને ઘણું ખર્ચ થશે. ત્યારે શેઠાણી બોલી કે આપણી પાસે પૈસા ઘણા છે. આપણે પણ ધર્મ કરવો છે. અને આ પણ ધર્મ કરે છે વળી આપણને પુત્ર નથી જેથી આ-આપણો પુત્ર એમ આપણે માનીશું. ત્યારે શેઠે કહ્યું કે ભલે રહ્યો.

શેઠે તે વૈશ્ય પુત્રને બોલાવીને પૂછ્યું કે, તમને કાંઇ વેપાર કરતાં આવડે છે? ત્યારે વૈશ્ય પુત્ર બોલ્યો કે હા. ધર્મપિતા હું વેપારની રીત જાણું છું. ત્યારે શેઠ બોલ્યા કે હું છ લાખ રૂપીયાનો માલ ખરીદી એક વહાણ ભરી લાવ્યો છું. તો તે વહાણ પરદેશમાં જઈ વેચી આવ. શેઠે સાથે દશ નોકરો આપ્યા. ધર્મ પુત્ર પણ છ લાખ રૂપીયાનો માલ લઈ

નોકરો સાથે વહાણમાં બેસી, બીજા દેશમાં માલ વેચવાને માટે ગયો. આગળ ચાલતાં એક બંદર આવ્યું. તે બંદરના કિનારે એક મોટા શેઠની પુત્રી સ્નાન કરતી હતી. તેની નજર આવતા વહાણ ઉપર પડી. તેણે દૂરથી વહાણ ઉપર બેઠેલા વૈશ્ય પુત્રને જોઈ તેના ઉપર મોહિત થઈ, અને તેજ વખતે પ્રતિજ્ઞા કરી કે, જો પરણું તો તેનેજ પરણું નહિતર જન્મભર કુંવારી રહું પણ બીજા કોઇ પુરૂષને ન પરણું એવી રીતે પ્રતિજ્ઞા કરી તે તુરત પોતાને ઘેર ગઇ અને તેના પિતાને કહેવા લાગી તમે એક વહાણ આવે છે તેને રોકો હું તે વહાણ ઉપર જે એક પુરૂષ છે તેની સાથે પરણવાની છું અને જો વહાણ નહિ રોકો તો હું કુંવારી રહીશ પણ બીજા પુરૂષ સાથે લગ્ન નહિ કરૂં. પિતા પુત્રીનું કહેવું સાંભળી વિચારમાં પડયો કે હવે શું કરવું ? જો વહાણને ન રોકું તો પુત્રી બીજા કોઇની સાથે નહિ પરણે અને જો વહાણ રોકું ;તો માલૂમ નથી કે આ પુરૂષ કોણ છે પણ વગર વિચારે પુત્રીએ પ્રતિજ્ઞા કરી છે જેથી જેવું પુત્રીનું ભાગ્ય. એમ કહી શેઠે ચાર નોકરો વહાણ રોકવાને માટે મોકલ્યા અને તેમને કહ્યું કે જે વહાણ આવે છે તેને રોકી કહેજો કે તમારો જેટલો માલ છે તેટલો અમારા શેઠ ખરીદી લેશે. નોકરોએ બંદરને કિનારે જઈ વહાણ રોકયું અને વૈશ્યપુત્રને શેઠને ઘેર લઇ ગયા. શેઠ વૈશ્યપુત્રનો યોગ્ય સત્કાર કરી હાથ જોડી બોલ્યા કે તમે મારા જમાઈ છો હું તમારો સસરો છું ત્યારે વૈશ્યપુત્ર અચંબો પામીને બોલ્યો કે તમે મોટા શેઠ થઇ વગર વિચાર્યું કેમ બોલો છો ? મારો

અને તમારો કાંઈ સંબંધ નથી કાંઈ ઓળખાણ નથી તેમ કોઈ દિવસ મળ્યા પણ નથી છતાં તમે મને કેમ જમાઈ કહીને બોલાવો છો? શેઠ બોલ્યા કે મારી પુત્રીએ તમને દૂરથી આવતા જોઈ પ્રતિજ્ઞા કરી છે કે લગ્ન કરૂં તો તમારી સાથેજ કરૂં નહિતર કુંવારી રહું તેથી મેં તમને જમાઈ માની લીધા ત્યારે વૈશ્યપુત્ર બોલ્યો કે શેઠ તમારૂં કહેવું ઠીક છે પરંતુ તમારી પુત્રીને અન્ન વિના ભૂખે મરવાની ઈચ્છા હોય તો મને વરે નહિતર બીજા કોઈ શેઠના પુત્ર સાથે વરે કારણ કે મારે હંમેશાં સો રૂપીઆ દાન કરી અન્ન લેવાની પ્રતિજ્ઞા છે. હાલ મને દાન કરવાને માટે હું જે શેઠનો નોકર છું તે શેઠ રૂપીઆ આપે છે પણ કોઈ વખતે શેઠ મને નોકરીમાંથી રજા આપે એટલે મને કોણ દાન કરવા રૂપીઆ આપી ભોજન જમાડે? જેથી હું અન્ન વિના મરી જઈશ તેથી તમારી પુત્રીને પણ મરવું પડશે માટે તમારી પુત્રીને મેં કહેલી વાત પૂછી લો પછી મને તમારી પુત્રી પરણાવો. ત્યારે શેઠ બોલ્યા કે તમે આ શેઠની નોકરી છોડી દો હું તમને હંમેશાં પાંચસો રૂપીઆ આપીશ તેમાંથી હંમેશ તમે દાન કરજો મારી પાસે પચાસ કરોડ રૂપીઆ છે મારે પુત્ર નથી. તેથી તમને પુત્ર માની આનંદ કરીશ માટે તમે મારી પુત્રીને પરણી મારે ત્યાંજ રહો. આ સર્વ દ્રવ્ય ઘરબાર વગેરે તમારૂંજ છે. ત્યારે વૈશ્યપુત્ર બોલ્યો કે જે શેઠને ત્યાં હું નોકરી કરૂં છું તે શેઠને છોડી હું બીજાની નોકરી નહિ કરૂં કારણ કે જ્યારે હું ત્રણ દહાડાનો ભૂખ્યો હતો ત્યારે રૂપીઆ દાન કરવા આપી મને

જમાડયા તે દહાડાથી આજ સુધી હંમેશાં મને રૂપીઆ દાન કરવા આપે છે તો હું તેમને કેવી રીતે છોડી શકું ? હું તેમને ધર્મના પિતા માનું છું અને તે મને ધર્મનો પુત્ર માને છે. તે શેઠ પણ ધનાઢય છે તેમને પણ પુત્રપુત્રી નથી ત્યારે શેઠે કહ્યું કે જ્યારે તમને કાંઇ આપત્તિ આવે ત્યારે અહીં આવજો કારણ કે સર્વ તમારૂંજ છે.

વૈશ્યપુત્રને પોતાની સાથે પુત્રી પરણાવ્યો. પછી શેઠનો માલ છ લાખ રૂપીયાનો હતો તે ખરીદી લઈ બાર લાખ રૂપીઆ આપ્યા. એક બીજું વહાણુ પોતાની પુત્રીને આપ્યું. સાથે પચાસ લાખ રૂપીઆ આપ્યા. પચીસ લાખ વૈશ્યપુત્રને આપ્યા. બાર લાખનો હાર પુત્રીને આપી બીજા વસ્ત્ર આભૂષણો જમાઇને પણ આપ્યાં, પુત્રીના વહાણુમાં પુત્રી બેઠી અને શેઠના વહાણુમાં વૈશ્યપુત્ર બેઠો. પુત્રીના પિતાએ જેટલા રૂપીઆ આપ્યા હતા તે સર્વ પુત્રીના વહાણુમાં હતા. વહાણો હંકાર્યાં. આગળ ચાલતાં જે વૈશ્યપુત્રની સાથે દશ માણુસો હતા, તેમણે વિચાર કર્યો કે, આપણે શેઠની ઘણા વર્ષથી નોકરી કરીએ છીએ. પણ વીસ રૂપીઆ ઉપરાંત એક પાઇ પણ મળતી નથી. અને આ વૈશ્યપુત્ર થોડા દહાડા થયાં આવ્યો છે. તેને હંમેશાં સો રૂપીઆ દાન કરવાના મળે છે. ઘરનું ખર્ચ પણ મળે છે. અને આનંદ કરે છે. વળી અહીંથી પણ એક કરોડ રૂપીઆનો માલ અને સુંદર કન્યા પણ મળી છે. માટે આપણે

તેને સમુદ્રમાં ફેંકી દઇ ડૂબાવી દઈએ. વળી તે આપણા શેઠનો પુત્ર નથી. માટે શેઠ પણ આપણા ઉપર ગુસ્સે થશે નહિ. અને શેઠને કહીશું કે તે વૈશ્યપુત્ર નાસી ગયો. અને શેઠને બાર લાખ રૂપીઆ આપીશું એટલે શેઠ પણ ખુશી થશે. અને આ પુત્રીનું વહાણ બીજા બંદરે ઉતારી સર્વ માલ આપણે વહેંચી લઈશું. એ પ્રમાણે દશે નોકરોએ વિચાર કરી વૈશ્ય-પુત્રને સમુદ્રમાં ફેંકી દીધો. પાંચ માણસો શેઠનું વહાણ લઇ શેઠના બંદરે ગયા. અને બીજા પાંચ પુત્રીનું વહાણ લઇ બીજા બંદરે ગયાં.

તે વૈશ્યપુત્રને નોકરોએ સમુદ્રમાં ફેંકયો ત્યારે તેની સાથે વહાણમાંથી એક લાકડાનું પાટીયું પણ સમુદ્રમાં પડયું. નોકરો સમજ્યા કે આ સમુદ્રમાં ડૂબી મરી જશે. પરંતુ તે મરણ પામ્યો નહિ. પણ પાટીયા ઉપર બેસીને જે દિશાનો પવન હતો તે દિશામાં જવા લાગ્યો. એ ત્રણ દિવસે તે સમુદ્રને કિનારે પહોંચી ગયો. કિનારા ઉપર જંગલ હતું. જેથી તેણે જંગલમાં ચાલવા માંડયું. આગળ જતાં એક મહાત્માને સમાધિમાં બેઠેલા જોયા જેથી તે તેમના આશ્રમમાં જઇ બેઠો. જ્યારે મહાત્મા સમાધિમાંથી મુક્ત થયા ત્યારે તેમણે વૈશ્ય પુત્રને જોઈ પૂછયું. અરે તું કોણ છે? અને આ જંગલમાં કયાંથી આવ્યો? તે વખતે વૈશ્યપુત્રે બે હાથ જોડી મહાત્માને બનેલી હકીકત કહી સંભળાવી. જેથી મહાત્માને દયા આવી અને તે વૈશ્યપુત્રને ફળ ફુલ ખાવા આપ્યા. પણ તે ફળ ફુલ

ખાધાં નહિ. અને મહાત્માને કહ્યું કે —મારે પ્રતિજ્ઞા છે કે, સો રૂપીઆ દાન આપ્યા સિવાય જમવું નહિ તેથી હું જમીશ નહિ. મહાત્માએ વિચાર કર્યો કે હવે શું કરવું. આ તો ભૂખથી અહીં મરી જશે. ત્યારે મહાત્મા બોલ્યા કે, અહીંથી તમે ઘેર જઇ શકશો. તમારૂં ઘર કઈ દીશામાં છે. તમારા ઘરનો તમને કાંઇ ખ્યાલ આવે છે, ત્યારે વૈશ્યપુત્ર બોલ્યો કે મને કાંઈ ખબર પડતી નથી કે, મારો દેશ તથા ઘર કઇ દિશામાં છે. મહાત્માએ તેનાપર કૃપા કરી પોતાની ચાખડી આપી. પાસે એક હાર હતો તે પણ આપ્યો. હાર અને ચાખડી આપી મહાત્મા બોલ્યા કે, એક હાથમાં હાર પકડો ને પગે ચાખડી પહેરો. આંખો બંધ કરી તમારા શહેરનું તથા તમારા ઘરનું ધ્યાન કરો. વૈશ્યપુત્રે મહાત્માએ કહ્યું તેમ કર્યું. મહાત્મા બોલ્યા કે હવે આંખ ખોલો જ્યારે વૈશ્યપુત્રે આંખ ખોલી, ત્યારે પોતાનાં ઘેર બેઠેલો માલૂમ પડયો. તેથી અચંબો પામી ચાખડી તેણે પેટીમાં મૂકી અને વિચાર કરવા લાગ્યો કે, મારી પાસે હાર છે તે હાર મારી સ્ત્રીને આપું કે, ધર્મ માતાને આપું. જો સ્ત્રીને આપું તો ધર્મમાતાને ખોટું લાગશે તેથી તે હાર તેણે ધર્મમાતાને આપ્યો, શેઠ શેઠાણી હાર જોઈ ઘણાં ખુશી થયાં. અને પૂછયું કે વહાણ બારા ઉપર આવી ગયું છે કે હજી વાર છે. ત્યારે તે બોલ્યો કે, હું આનંદથી આવ્યો છું. અને વહાણ બે ચાર દહાડામાં આવશે, તેણે બનેલી હકીકત શેઠ શેઠાણીને તેમજ

કોઇને પણ જણાવી નહિ. હંમેશાં શઠના દરવાજામાં પહેરે-
ગીર પાસે ખુરશી નાંખી તે વૈશ્યપુત્ર બેસે છે.

શેઠનું વહાણુ લઇ જે પાંચ માણસો આવે છે તે પણ
વહાણુ લઇ બંદર ઉપર આવ્યા અને તેમાંથી એક માણસ
શેઠને ઘેર સમાચાર આપવા આવ્યો. આવીને જ્યાં દરવાજામાં
પગ મૂકે છે ત્યાં વૈશ્યપુત્રને ખુરશી ઉપર બેઠેલો જોઈ કરી
ભયથી વિચાર કરવા લાગ્યો કે અરે ! આ વૈશ્યપુત્રને અમે
સમુદ્રમાં ફેંકી દીધો હતો અને તે અહીં કયાંથી ? તેણે શેઠને
બધી હકીકત કહી હશે જેથી શેઠ અમને યોગ્ય શિક્ષા કરશે
એવી બીકથી તેણે ત્યાંજ પ્રાણ છોડયા. એ વાતની ખબર શેઠને
પડી ત્યારે શેઠે ત્યાં આવી વૈશ્યપુત્રને પૂછયું કે હે ધર્મપુત્ર ?
આ આપણો નોકર સાજો સારો અકસ્માત્ કેમ મરી ગયો ?
ત્યાં બેઠેલા બીજા માણસોને તથા પહેરેગીરને પણ નવાઈ લાગી
કે આ માણસ આમ કેવી રીતે મરણ પામ્યો. ત્યારે વૈશ્યપુત્રે
બનેલી હકીકત શેઠને કહી સંભળાવી અને કહ્યું કે તે એજ
બીકથી મરણ પામ્યો છે, શેઠે જ્યારે એ હકીકત સાંભળી
ત્યારે બધા નોકરો ઉપર શેઠને ઘણો ક્રોધ ચઢયો. શેઠ ક્રોધથી
જ્યાં વહાણુ કિતર્યું હતું ત્યાં ગયા. જઇને ચાર નોકરો
હતા તેમને પકડી લીધા અને ધમકી આપી કે તમે બીજું
વહાણુ કે જેમાં પુત્રી તથા એક કરોડની આસપાસ દ્રવ્ય
છે તે વહાણુ કયાં મૂકયું તે જલદી બતાવો ? નોકરો બીકથી

જે બીજી જગ્યાએ પુત્રીવાળું વહાણુ રાખ્યું હતું તે લઈ આવ્યા. શેઠને ત્યાં બંને વહાણો તથા પુત્રી સર્વ દ્રવ્ય આવી ગયું. જ્યારે શેઠને ત્યાં દ્રવ્ય આવ્યું ત્યારે શેઠ પોતાના ધર્મપુત્ર ઉપર બહુ પ્રસન્ન થયા અને કહેવા લાગ્યા કે તમે ધર્માત્મા છો તેથી અમારા દ્રવ્યને નુકસાન નહિ થાય પણ તમારા ધર્મથી અમને વધારે મળશે. તેની પત્ની પણ તેને ઘણાજ આનંદથી મળી. આવી રીતે આનંદ કરતાં કરતાં ઘણા દિવસ વહી ગયા તેની નવી સ્ત્રી પાસે બાર લાખ રૂપીયાનો હાર છે; તેની ધર્મમાતા પાસે પણ હાર છે પણ પોતાની જુની સ્ત્રી પાસે કાંઈ નથી જ્યારે તે વૈશ્યપુત્ર પોતાની સ્ત્રી પાસે જાય ત્યારે મહેણાં માર્યા કરે કે મેં તમારી સાથે ઘણું દુઃખ ભોગવ્યું પણ મને એકે હાર ન આપ્યો ત્યારે વૈશ્યપુત્ર બોલ્યો કે તારા માટે પણ એક બાર લાખ રૂપીઆનો હાર લાવી આપીશ. સ્ત્રી બોલી કે બજારનો હાર મારે નથી જોઇતો. મારે તો એવો હાર જોઇએ કે તમે ધર્મમાતાને આપ્યો તેવોજ હાર જોઇએ તે પ્રમાણે જુની સ્ત્રીએ કહ્યું અને હંમેશાં તેને મહેણાં મારી સંતાપે છે. વૈશ્યપુત્રે વિચાર કર્યો કે તેવો હાર મહાત્મા સિવાય બીજે કયાંઈ મળશે નહિ એમ કહી મહાત્માએ આપેલી ચાખડી પેટીમાંથી કહાડી તેના ઉપર પગ રાખી આંખો મીંચી જે જંગલમાં મહાત્મા હતા તે જંગલનું તથા મહાત્માના આશ્રમનું ધ્યાન કર્યું. ફરી આંખ ખોલી ત્યાં મહાત્માના આશ્રમમાં ઊભો છે. મહાત્મા તે વખતે પણ સમાધિમાં બેઠ

હતા. મહાત્માએ સમાધિમાં જાણ્યું કે, કોઇ મારા આશ્ર
આવ્યો છે. તેથી સમાધિ ખોલી દીધી ત્યારે વૈશ્યપુત્ર મહાત્મા
ચરણમાં પડયો. મહાત્માએ ક્રોધ કરી પૂછયું કે, ફરીથી કે
આવ્યો ત્યારે વૈશ્યપુત્ર બે હાથ જોડી બોલ્યો કે, કૃપા ક
એક હાર આપ્યો હતો તે હાર મેં મારી ધર્મમાતાને આપ્યે
હવે મારી જુની સ્ત્રી મને રોજ મહેણાં મારે છે કે તેવો એ
હાર મને લાવી આપો તો આપ કૃપા કરી મને એક હા
આપો તો દુઃખમાંથી મુક્ત થઇ આનંદ કરૂં. પછી હું પા
તમને ભજનમાં વિક્ષેપ કરવા નહિ આવું ત્યારે મહાત્મ
બોલ્યા કે મારી પાસે એવો હાર કયાંથી હોય દરેક અમા
મારા દર્શન કરવાને ઇંદ્રની અપ્સરા આવે છે, તે અપ્સરાએ
મને તે હાર ભેટ આપ્યો હતો. મારી પાસે તે ઘણા વર્ષથ
પડયો હતો. કારણ કે તે હાર મારે કાંઇ પણ ઉપયોગી
હતો. એટલે મેં તે હાર તને આપી દીધો. માટે કાલ અમા
છે, અને અપ્સરા મારાં દર્શન કરવા માટે આવશે તેમની પા
હું હાર માગીશ અને તે મને આપશે એટલે હું પણ તમ
આપી દઈશ. વૈશ્યપુત્ર બોલ્યો ઠીક મહારાજ આજે હું અહ
રહું. બીજે દિવસે અપ્સરાઓ મહાત્માનાં દર્શન કરવા મા
આવી અપ્સરાએ મહાત્માનાં દર્શન કર્યાં. ત્યારે મહાત્માએ
અપ્સરાને કહ્યું કે તમારી પાસે એક ચીજ માગવાનો છું તે
તમારાથી બને તો આપો જ્યારે મહાત્માએ એમ કહ્યું ત્યા
અપ્સરાઓને આનંદ થયો અને તેમનું મુખરૂપી કમળ જે

સૂર્યના ઊગવાથી કમળ ખીલે તેમ ખીલી ગયું અને કહ્યું કે તમે નિષ્કામ યોગીપુરૂષ અમારી પાસે કોઈ ચીજ માગો તો અમે અમારા ભાગ્યને ધન્યવાદ માનીએ છીએ ત્યારે મહાત્મા બોલ્યા કે, તમે મને પહેલો જે હાર ભેટ આપ્યો હતો, તે હાર મારા આશ્રમમાં વૈશ્યપુત્ર આવ્યો છે તેને આપી દીધો હતો. તેણે તે હાર તેની ધર્મમાતાને આપી દીધો. તેથી તેની સ્ત્રી તેને મહેણાં મારી દુઃખ આપે છે કે, તમે તમારા ધર્મ માતાને જે હાર આપ્યો તેવો એક હાર મને આપો. તેથી મારી પાસે બીજો હાર લેવાને આવ્યો છે. તો હે અપ્સરાઓ જો તમારાથી બને તો તેવો એક હાર મને આપો તો તે હાર હું વૈશ્યપુત્રને આપી દઉં. કારણ કે તે મારા ભજનમાં વિક્ષેપ પાડે છે, તેથી તે હાર લઈ અહીંથી જાય ને હું ભજન કરૂં. જયારે એવી રીતે મહાત્માની માગણી સાંભળી ત્યારે સર્વ અપ્સરાઓનાં મુખ શ્યામ પડી ગયાં અને શોક કરવા લાગી. ત્યારે મહાત્મા બોલ્યા કે, હે અપ્સરાઓ! પ્રથમ તમારૂં મુખ પ્રફુલ્લ હતું અને હમણાં એકદમ શ્યામ કેમ પડી ગયું. ત્યારે અપ્સરાઓ બોલી કે તમે જે વસ્તુ અમારી પાસે માગી તે આપવાનું અમારાથી બની શકશે નહિ તેથી અમે શોક કરીએ છીએ. હાર તો અમે એક નહિ પણ બે આપીએ પણ જેવો પ્રથમ આપ્યો હતો તેવો હાર અમારી પાસે છે નહિ. કારણ કે અમે એક વખત ઈંદ્રરાજાની સભામાં પચીસ અપ્સરાઓ નાચ કરતી હતી ત્યારે અમારો નાચ જોઈ ઈંદ્રરાજા પ્રસન્ન

થયા, અને અમને સર્વ વચ્ચે એક હાર ઈનામ આપ્યો. હાર એક અને અપ્સરાઓ પચીસ તેમાં હાર કોને આપવો ? એક કહે કે હું લઉં, બીજી કહે હું લઉં, એમ અંદરો અંદર વિરોધ થવા લાગ્યો. ત્યારે સર્વે અપ્સરાઓએ વિચાર કર્યો કે, તે હાર મહાત્માને ચઢાવી દેવો, એમ વિચાર કરી આપને હાર તે ભેટ આપ્યો હતો. બીજો હાર અમારી પાસે છે નહિ. પરંતુ આપ અમારી સાથે ઈંદ્રલોકમાં આવો તો અમે બધી અપ્સરાઓ ઈંદ્રરાજાને પ્રાર્થના કરી એક બીજો હાર અપાવી દઈશું. મહાત્મા બોલ્યા ચાલો હું તમારી સાથે ઈંદ્ર પાસે આવું. એમ કહી મહાત્માએ વૈશ્યપુત્રને કહ્યું કે, હું તારે માટે હાર લેવાને ઈંદ્રલોકમાં જઉં છું, અને હું હાર લઈને આવું ત્યાં સુધી તમે મારા આશ્રમમાં રહેજો. ત્યારે વૈશ્યપુત્ર બોલ્યો કે મહાત્મા હું આપ આવશો ત્યાં સુધી આશ્રમમાં બેસી રહીશ. સર્વ અપ્સરાઓ પોતપોતાના વિમાનમાં બેસી ગઈ અને મહાત્મા પણ પોતાના મૃગચર્મ ઉપર બેસી મંત્રજળથી આકાશ માર્ગે ઊડયા. પણ મૃગચર્મનો પગ નીચે લટકતો હતો, તેને વૈશ્યપુત્રે બે હાથથી પકડી તે પણ ઈંદ્રલોકમાં જવા લાગ્યો, મહાત્મા મૃગચર્મ ઉપર છે, અને વૈશ્યપુત્ર નીચે છે, તેથી મહાત્મા તેને જોઈ શકતા નથી. એમ કરતાં સર્વ ઈંદ્રલોકમાં પહોંચ્યા, ઈંદ્રે મહાત્માને પોતાનાજ સિંહાસનમાં પોતાની પાસે બેસાડયા. અપ્સરાઓ ઈંદ્રની પાસે ઊભી છે. વૈશ્યપુત્ર પણ છાનોમાનો ઈંદ્ર અને મહાત્મા પાછળ

બેસી ગયો. ઇંદ્રે મહાત્માને કહ્યું કે, મને દર્શન આપી કૃતાર્થ કર્યો. આપનું આગમન શા કારણથી થયું છે? તે વખતે મહાત્માની વતી એક અપ્સરા બોલી કે, હે ઇંદ્રરાજા તમે અમને સર્વને જે હાર ભેટ આપ્યો હતો, તે હાર આ મહાત્માને અમે ભેટ આપ્યો હતો. મહાત્માએ કોઇ એક વૈશ્યપુત્રને આપ્યો, વૈશ્યપુત્રે તેની ધર્મમાતાને આપ્યો, તે વૈશ્યપુત્રને બે સ્ત્રી છે. નવી સ્ત્રીની પાસે હાર છે, પણ જુની સ્ત્રી પાસે હાર નથી તેથી તે હંમેશાં મહેણાં મારે છે કે તમે મારે માટે પણ એક હાર લઈ આવો. તો તે વૈશ્યપુત્ર ફરી બીજો હાર લેવાને મહાત્મા પાસે આવ્યો, તો તમે કૃપા કરી એક હાર મહાત્માને આપો અને તે હાર મહાત્મા વૈશ્યપુત્રને આપી દે. તે લઇ વૈશ્યપુત્ર ઘેર જાય, અને મહાત્મા નિશ્ચિન્તથી ભજન કરે. ત્યારે ઇંદ્રરાજા બોલ્યા કે, હે અપ્સરાઓ! તમે એવી માગણી કરી કે, જે મારાથી ન બની શકે ને મહાત્મા મારે ત્યાં આવ્યા પણ હું તેમનું કાર્ય નહિ કરી શકું. તેથી હું દિલગીર છું. એ હાર હું એક વખત બ્રહ્મલોકમાં ગયો હતો, ત્યાં બ્રહ્માજીએ પ્રસન્ન થઇ તે હાર મને આપ્યો હતો. તે મેં તમને આપ્યો. મારી પાસે બીજો હાર નથી. પરંતુ સત્પુરૂષોનું શરીર પરોપકારના માટે છે. તેથી મહાત્મા મારી સાથે બ્રહ્મલોકમાં આવે તો હું ત્યાંથી મહાત્માને એક હાર અપાવી દઇશ. ઇંદ્ર વિમાનમાં બેઠા અને મહાત્મા મૃગચમ પર બેઠા. પ્રથમની પેઠે વૈશ્યપુત્ર પણ મૃગ-

ચર્મની નીચે મૃગનો પગ પકડી ત્રણે બ્રહ્મલોકમાં ગયા. મહાત્મા અને ઇંદ્ર બ્રહ્મા પાસે જઇને બેઠા. વૈશ્યપુત્ર પણ છાનો માનો પાછળ બેસી ગયો. ત્યાં પણ કોઇએ તેને દીઠો નહિ. બ્રહ્માએ ઇંદ્રને પૂછયું કે, ઇંદ્રરાજા કેમ આવવું થયુ છે. ત્યારે ઇંદ્રે જે હકીકત અપ્સરાઓએ કહી હતી, તે બધી હકીકત બ્રહ્માને કહી સંભળાવી ત્યારે બ્રહ્મા બોલ્યા કે ઇંદ્ર તમારૂં કહેવું ઠીક છે, પણ જેવો હાર મેં તમને આપ્યો હતો. તેવો હાર મારી પાસે એકે નથી તે હાર હું એક વખત વૈકુંઠલોકમાં ગયો હતો ત્યાંથી વિષ્ણુભગવાને તે હાર મને આપ્યો હતો. તે મેં તમને આપી દીધો. એવો હાર તમને જોઇતો હોય તો મારી સાથે વૈકુંઠલોકમાં ચાલો ત્યાં વિષ્ણુભગવાન પાસે માગી મહાત્માને અપાવી દઇશું. એમ કહી સર્વ વિષ્ણુલોકમાં ગયા. ઇંદ્ર, બ્રહ્મા, મહાત્મા એ ત્રણ વિષ્ણુ ભગવાન પાસે બેઠા વૈશ્યપુત્ર પાછળ છુપાઇને બેસી ગયો. સુંદર વિષ્ણુલોક જુએ છે અને મનથી ભગવાનના દર્શન કરે છે. કોઈને ખબર નથી કે વૈકુંઠમાં મનુષ્ય આવ્યો છે. ભગવાન બોલ્યા કે બ્રહ્માજી કેમ પધારવું થયું છે? બ્રહ્માજીએ ઇંદ્રે કહેલી વાત વિષ્ણુ ભગવાનને કહી સંભળાવી ત્યારે વિષ્ણુ ભગવાન્ બોલ્યા કે હાર તો તમને જોઇએ તેટલા આપું પણ મેં આપ્યો હતો તેવો હાર નથી, હું એક વખત કૈલાસમાં ગયો હતો ત્યારે તે હાર મને શિવજીએ આપ્યો હતો. તે મેં તમને આપી દીધો છે. જો તમને એવોજ હાર જોઇતો હોય

તો મારી સાથે કૈલાસમાં ચાલો. હું ત્યાં જઈ શિવજીને કહી એવો હાર અપાવીશ. એમ કહી વિષ્ણુભગવાન, બ્રહ્મા, ઈંદ્રિ, મહાત્મા, વૈશ્યપુત્ર સર્વ કૈલાસમાં ગયા અને શિવજીને મળ્યા શિવજીની જમણી બાજુએ વિષ્ણુ ભગવાન્ બેઠા, ડાબી બાજુએ બ્રહ્મા, ઈંદ્ર અને મહાત્મા બેઠા, વૈશ્યપુત્ર શિવજીની પાછળ છાનોમાનો બેસી ગયો. કૈલાસનું અવલોકન કરી આનંદથી શિવજીનાં દર્શન કરે છે વૈશ્યપુત્રના આગમનની કોઈ દેવને કે મહાત્માને ખબર નથી મહાત્માને તો એમ છે કે તે મૃત્યુલોકમાં મારા આશ્રમમાં બેઠો છે. શિવજીએ પૂછ્યું કે વિષ્ણુભગવાન્ કેમ આવ્યા છો? તમારે શું કામ છે? ત્યારે વિષ્ણુભગવાને કહ્યું કે મૃત્યુલોકમાં સમુદ્રને કિનારે એક મોટું જંગલ છે તે જંગલમાં આ સામે બેઠેલા મહાત્મા તપ કરે છે. તમે મને જે હાર આપ્યો હતો તે હાર મેં બ્રહ્માને આપ્યો બ્રહ્માએ ઈંદ્રિને આપ્યો, ઈંદ્રએ અપ્સરાઓને આપ્યો. અપ્સરાઓએ આ સામે બેઠેલા મહાત્માને આપ્યો, મહાત્માએ એક વૈશ્યપુત્રને આપ્યો. વૈશ્યપુત્રે તેની ધર્મમાતાને આપ્યો તે વૈશ્યપુત્રને બે સ્ત્રી છે તેમાં નવી સ્ત્રી પાસે હાર છે અને જુની સ્ત્રી પાસે હાર નથી તેથી તે રોજ વૈશ્યપુત્રને મહેણાં મારે છે તેથી તે ફરી મહાત્મા પાસે હાર લેવાને આવ્યો છે માટે તમે મહાત્માને એક હાર આપો તો મહાત્મા વૈશ્યપુત્રને હાર આપી દઢતાથી ભજન કરે અને વૈશ્યપુત્ર હાર લઇ પોતાને ઘેર જાય. એ પ્રમાણે વિષ્ણુભગવાને કહ્યું ત્યારે શિવજી

બોલ્યા કે વિષ્ણુ! મારી પાસે પાંચ હાર હતા તેમાં એક હાર તમને આપ્યો અને ચાર હાર મારી પાસે છે તે હું કોઇને આપીશ નહિ ત્યારે વિષ્ણુભગવાન બોલ્યા કે મહારાજ તમે ચાર હારને શું કરશો ? ત્યારે શિવજી બોલ્યા કે હે વિષ્ણુ ! અમારા કૈલાસમાં એક પંચરત્ન મહેલ બને છે તે મહેલ દોઢ માઇલ લાંબો છે અર્ધો માઇલ ઉંચો તથા પહોળો છે તેને ચારે દિશાએ અકેક દરવાજો છે તે દરવાજા ઉપર અકેક હાર લગાવીશ એટલે તે દરવાજાની શોભામાં વધારો થશે તેટલા માટે મેં ચાર હાર રાખ્યા છે. ત્યારે વિષ્ણુભગવાન્ બોલ્યા કે મહારાજ એવો કોણ મોટો ધર્માત્મા છે કે તેને માટે આ મહેલ બને છે. ત્યારે શિવજી બોલ્યા કે મૃત્યુલોકમાં મારવાડ દેશનો એક વૈશ્યપુત્ર છે તે હંમેશાં સો રૂપીઆ દાન કર્યા વિના જમતો નથી તેને માટે આ મહેલ બને છે. તે વખતે વૈશ્યપુત્ર શિવજીની પાછળથી બોલ્યો કે હે મહારાજ ! તે વૈશ્યપુત્ર તો હું છું. જ્યારે વૈશ્યપુત્ર એમ બોલ્યો ત્યારે બ્રહ્મા વિષ્ણુ, મહેશ, ઇંદ્ર, મહાત્મા તથા કૈલાસવાસી બીજા દેવો નવાઈ પામ્યા કે આ મૃત્યુલોકનો માણસ અહીં કયાંથી ? ત્રણે દેવોએ પાછળ જોયું તો વૈશ્યપુત્રને છુપાએલો દીઠો. મહાત્માને ઘણો ક્રોધ ચઢયો કે આ અહીં કયાંથી આવ્યો. મેં તેને કહ્યું હતું કે મારા આશ્રમમાં રહેજે અને તેણે પણ કહ્યું હતું કે હું રહીશ છતાં અહીં કયાંથી ? એમ વિચાર કરી વૈશ્યપુત્ર ઉપર ઘણો ક્રોધ કર્યો. જ્યારે શિવજીએ મહા

ત્માને કહ્યું કે મહાત્મા તમે શા માટે ક્રોધ કરો છો ? ત્યારે મહાત્મા બોલ્યા કે મહારાજ ! હું તેને કહી આવ્યો હતો કે હું તારા કામ માટે જાઉં છું તું અહીં બેસજે. તો મારી આજ્ઞા ભંગ કરીને અહીં શા માટે આવ્યો ? તેટલા માટે હું ક્રોધ કરૂં છું. શિવજી બોલ્યા કે હવે ક્રોધ ન કરો. જ્યારે મૃત્યુલોકમાંથી ઇંદ્રિલોકમાં આવ્યો ત્યારે તમે તથા ઇંદ્રે કેમ ન જોયો ? ત્યાંથી બ્રહ્મલોકમાં આવ્યો ત્યાં પણ ન જોયો ત્યાંથી વિષ્ણુલોકમાં આવ્યો ત્યાં પણ ન જોયો અને અહીં કૈલાસમાં આવ્યો ત્યાં પણ ન જોયો પણ જ્યારે તે બોલ્યો ત્યારે તમને અને અમને ખબર પડી. આ વૈશ્યપુત્ર મોટો ધર્માત્મા છે માટે એના ઉપર ક્રોધ ન કરો. પછી ત્રણે દેવ બોલ્યા કે હે વૈશ્યપુત્ર! તારે માટે અહીં મહેલ બને છે. દશ હજાર અપ્સરાઓ રાખી છે, પાંચ હજાર ગંધર્વ વગેરે તમારા માટે રાખ્યા છે માટે હવે અહીં રહો. ત્યારે વૈશ્યપુત્ર બોલ્યો કે હું અહીં નહિ રહું. જો હંમેશાં સો રૂપીઆ દાન કરવાથી મને આટલું સુખ મળે છે તો હું ફરી મૃત્યુલોકમાં જઇ હંમેશાં હજાર રૂપીઆ દાન કરીશ. હું અહીં રહી પુણ્ય કરી ન શકું અહીં તો તેનું ફળ ભોગવવાનું છે માટે મૃત્યુલોકમાં જઇ ખૂબ પુણ્ય કરીશ તેથી મને આના કરતાં પણ શ્રેષ્ઠ પદ મળશે. ત્યારે ત્રણે દેવ વૈશ્યપુત્ર ઉપર પ્રસન્ન થયા અને તેને જે હાર જોઇતો હતો તે હાર આપી કહેવા લાગ્યા કે તમે મૃત્યુ લોકમાં જાઓ ત્યાં ઘણુંજ દાન કરો તમારૂં શરીર ત્યાંથી

છુટી જશે અને આવશો ત્યારે તમને કુબેરભંડારીનું પદ આપીશું એમ કહી સર્વ દેવ પોતપોતાના લોકમાં ગયા. વૈશ્યપુત્ર મહાત્મા સાથે મૃત્યુલોકમાં આવ્યો મહાત્મા પોતાનાં આશ્રમમાં આવ્યા અને વૈશ્યપુત્ર હાર લઈ પોતાને ઘેર ગયો. ઘેર જઈ જુની સ્ત્રીને હાર આપ્યો જુની સ્ત્રી પણ હાર જોઈ ખુશી થઈ ગઈ. વૈશ્યપુત્ર હવે હંમેશ હજાર રૂપીઆ દાન કરવા લાગ્યો. જ્યાં સુધી જીવ્યો ત્યાં સુધી હજાર રૂપીઆ હંમેશાં દાન કર્યું. છેવટે જ્યારે તેનું શરીર છુટી ગયું ત્યારે કૈલાસલોકમાં ગયો અને ત્યાં તેને કુબેરભંડારીનું પદ મળ્યું.

હે સદ્‌ગૃહસ્થો! જુઓ ધર્મનો મહિમા કેવો છે? વૈશ્યપુત્ર સમુદ્રમાં પડયો હતો, પણ તેનો ધર્મ બળવાન હતો તેથી સમુદ્રમાંથી પણ બચ્યો. ધર્મના પ્રતાપથી અને મહાત્માની કૃપાથી મનુષ્ય શરીરે પણ ઈંદ્રિલોક, બ્રહ્મલોક, વૈકુંઠલોક, કૈલાસલોક જોઇ આવ્યો તથા સર્વ દેવોનાં દર્શન પણ કરી આવ્યો. મનુષ્ય શરીર છુટયા પછી મોટું કુબેરભંડારીનું પદ મળ્યું. એમ તમે પણ ધર્મના શરણે રહેશો તો ધર્મ તમને મોટા દુઃખમાંથી બચાવશે અને છેવટે પ્રભુપદ મળશે.

चलेद्धि मेरुर्विचलेद्धिमच्चिरं कदापि काले पृथवीचलेद्धि ।
चलेद्धि तारा रवि चन्द्रमंडलं सत्पुरुषवाक्यं न चलेद्धि धर्मः ॥१॥



૧૬

સજ્જનો હવે ધર્મ અધર્મનો મહિમા સાંભળો. ધર્મ એ શી વસ્તુ છે. તે જાણુવાની ખાસ જરૂર છે. દુનિયાનું બીજું જ્ઞાન હોય અથવા ન હોય, બીજી વસ્તુનું જ્ઞાન હોય તો, દુનિયાનું સુખ મળે, જો કાંઇ પણુ જ્ઞાન નહિ હોય તો દુનિયાના સુખમાં ખામી રહેશે. જેથી થોડું સુખ મળશે. જેટલું સુખ અને દુઃખ જેના ભાગ્યમાં લખ્યું હોય તે તેને જરૂર ભોગવવું પડશે. ભલે દુનિયાના વ્યવહારમાં કુશળ હોય અગર ન હોય, જે સારાં બુરાં કર્મ પાછલા જન્મમાં કર્યાં હોય, તેનું ફળ જરૂર આ જન્મમાં મળશે. કારણુ કે સુખની ઇચ્છા સર્વ પ્રાણી કરે છે. પરંતુ સુખ સર્વને મળતું નથી દુઃખની ઇચ્છા કોઈ પણુ પ્રાણી કરતું નથી. તો પણુ સર્વ થોડું ઘણું દુઃખ ભોગવે છે. સુખ તથા દુઃખનું મૂળ કારણુ ધર્મ અધર્મ છે. ધર્મનું જ્ઞાન હોવાથી, તથા ધર્મનું ફળ સુખ પ્રિય હોવાથી, સતકર્મમાં પ્રીતિ થાય છે. જ્યારે સતકર્મમાં પ્રીતિ થાય છે, ત્યારે સતકર્મ કરે છે. જ્યારે અધર્મનું જ્ઞાન થાય છે તથા અધર્મનું ફળ જે દુઃખ તેના પર દ્વેષબુદ્ધિ ઉપજે છે, ત્યારે અસત્ય કર્મને છોડે છે. તે કારણુથી ધર્મ અધર્મનું જ્ઞાન જરૂર હોવું જોઇએ. સતકર્મમાં પ્રવૃત્તિને માટે ધર્મનું જ્ઞાન હોવું જોઇએ. દુષ્ટકર્મથી નિવૃત્તિને માટે અધર્મનું જ્ઞાન હોવું જોઇએ. **वेदविहितकर्मजन्योधर्मः** વેદ વિહિત જે યજ્ઞદાનાદિ કર્મ છે તે કર્મ કરવાથી જે પુણ્ય ઉત્પન્ન થાય છે, તેને ધર્મ

કહે છે. ધર્મ કહો, પુણ્ય કહો, અદૃષ્ટ કહો, અપૂર્વ કહો એ સર્વ એકજ વાત છે. **वेदनिषिद्धकर्मजन्योऽधर्मः** વેદ નિષિદ્ધ જે કર્મ છે, તે જીવહિંસા પરદારાગમનાદિ, તે કર્મ કરવાથી જે પાપ ઉત્પન્ન થાય છે, તેને અધર્મ કહે છે; પાપ કહે છે. ધર્મનું ફળ જે સુખ છે તે પ્રાણીમાત્રને પ્રિય છે. દેહ, ઇંદ્રિય અને મનોવ્યાપારને કર્મ કહે છે અને એનેજ કાયિક, વાચિક, માનસિક કર્મ કહે છે. એ ત્રણેથી ધર્મ અને અધર્મ થાય છે. કાયિક, વાચિક, માનસિક જે સત્કર્મ છે તે સત્કર્મ કરવાથી ધર્મ ઉત્પન્ન થાય છે. અને ધર્મથી સ્વર્ગ ફળ મળે છે અને તે સ્વર્ગ ફળ બધાને જોઈએ.

કાયિક, વાચિક, માનસિક જે દુષ્ટ કર્મ છે તેથી અધર્મની ઉત્પત્તિ થાય છે. અધર્મથી નરકનું ફળ મળે છે. તે કોઈને જોઈતું નથી. સત્કર્મ કરવામાં દેહ, ઇંદ્રિય, મન એ બધાનો સંયમ જોઈએ અને તે માટે સત્કર્મ કરવામાં દુઃખ થાય છે. દુષ્ટ કર્મ કરવામાં કાંઈપણ સાધન ન જોઈએ. માત્ર એક ઈચ્છા જોઈએ તેથી દુષ્ટ કર્મમાં કાંઈ દુઃખ ન થાય. જેથી કોઈ માણસને તાવ આવે છે, તે વખતે તે માણસને દુધ, દહીં, ઘી વગેરે ખાવાની ઈચ્છા થાય છે, તે પદાર્થો ખાવામાં સ્વાદિષ્ટ છે પણ તે ખાવાથી, તાવ ઉતરવાને બદલે વધારે આવે છે અને કવીનાઇન ખાવામાં તેને દુઃખ થાય છે કારણ કે કડવું છે પણ તે ખાવાથી તાવ ઉતરી જાય છે. કહેવાની મતલબ એ છે કે જે

કવીનાઈન છે તે તાવવાળા માણસને કડવી લાગે છે પણ તાવ ઉતરી જાય છે. તેવીજ રીતે ધર્મ છે તે પણ પ્રથમ દુઃખ આપે છે, પણ પરિણામે ભાવી લોકનું સુખ આપશે. દૂધ, દહીં, ઘી, વગેરે, ખાવામાં સ્વાદિષ્ટ લાગે છે, પણ તેથી તાવ ઉતરવાને બદલે વધારે આવે છે. તે પ્રમાણે અધર્મનું છે. દુષ્ટ કર્મ કરવાથી વર્ત્તમાન કાળમાં સુખ મળશે તેથી મનુષ્યો ખુશી થશે. પરંતુ ભવિષ્યમાં દુઃખજ મળવાનું તથા પરલોકનું સુખ પણ બગડવાનું.

માટે હે સદ્‌ગૃહસ્થો ! સત્કર્મ કરવાથી વર્ત્તમાન કાળમાં દુઃખ થશે તો પણ સકર્મ છોડશો નહિ કારણ કે સત્કર્મ ભાવિ જન્મમાં મોટું ફળ છે; જુઓ રાજા હરિશ્ચંદ્ર, મોરધ્વજ, બળીરાજા, યુધિષ્ઠિર તેમને સત્કર્મ કરવાથી કેટલું દુઃખ મળ્યું હતું તે વાત જગપ્રસિદ્ધ છે, પણ તે સત્કર્મનું ફળ પછી તેમને ત્રીસ કરોડ અડસેઠ લાખ વર્ષ ઇંદ્રાસન મળ્યું. હિરણ્યકશ્યપ, શિશુપાલ, કંસ, દુર્યોધન વગેરે ઘણા પાપી હતા, તેઓ ઘણા મોજશોખ કરતા હતા. તેનું ફળ પણ જુઓ છેવટે તેમનો નાશ થયો. માટે જો તમને સુખની ઈચ્છા હોય તો સતકર્મમાં જેટલું દુઃખ પડે તેટલું સહન કરો. પણ સતકર્મને છોડો નહિ. અને ધર્મકર્મ, કરો. આ દુનિયા ઉપર જેટલા ધર્માત્મા થયા તે સર્વ દુનિયા ઉપર દુઃખી થયા. પણ અંતે સ્વર્ગમાં સુખ મળ્યું. માટે હંમેશાં એટલું યાદ રાખવું કે પહેલાં જેટલું સુખ થાય તેથી

અધિક પાછળ દુઃખ થાય અને પહેલાં જેટલું દુઃખ થાય તેથી અધિક પાછળ સુખ થાય માટે છેવટ તમને પણ સુખની ઇચ્છા હોય તો દુઃખને ન ગણકારતાં તમે સતકર્મ કરો જેથી છેવટે સુખ મળશે.



૧૭

એક રાજા હતો તે પોતાના રાજમહેલમાં હંમેશાં એક બ્રાહ્મણ પાસે પુરાણની કથા વંચાવતો હતો. રાજા હંમેશાં કથા સાંભળવા બેસતા હતા એવી રીતે કથા વાંચતાં વાંચતાં ઘણા દીવસો થઈ ગયા, એક દિવસ કથામાં અગસ્ત્ય, વશિષ્ઠ, વિશ્વામિત્ર ઋષિઓની વાત આવી. ત્યાં એમ આવ્યું કે અગસ્ત્ય ત્રણ અંજળીમાં આખો સમુદ્ર પી ગયા હતા. વશિષ્ઠ એવા યોગી હતા કે જે મોઢથી કહે તે થાય. વિશ્વામિત્રે એવાં મોટાં કાર્યો કર્યાં છે કે, એક વખત બ્રહ્માની સાથે વિશ્વામિત્રને વિરોધ થયો જેથી બીજી સૃષ્ટિ બનાવવા લાગ્યા. એ પ્રમાણે પુરાણમાં વાત આવી. તે વાત સાંભળી રાજા બોલ્યા કે—હે બ્રાહ્મણ એ તારા પૂર્વજો કેવા કેવા સમર્થ થઇ ગયા છે. જે બ્રાહ્મણના ડરથી રાજા સિંહાસનેથી ઊઠી આસન આપતા હતા. અને રાજ્ય માગે તો રાજ્ય પણ આપી દેતા હતા. **વર્ણાનાં બ્રાહ્મણો ગુરુઃ** તમે અન્ય વર્ણના ગુરૂ હતા અને છો. સર્વ જ્ઞાતિ કરતાં શ્રેષ્ઠ છો. શાસ્ત્રના રચનાર તથા સર્વને સાંસારિક

અને પારલૌકિક બાબતોમાં દોરનાર પણ તમેજ હતા. તમે પણ બ્રાહ્મણ છે. અને તેઓ પણ બ્રાહ્મણ હતા. એ સર્વ તમારૂં કર્મ નષ્ટ થઇ ગયું. આજે તમારા તથા તમારા કુટુંબના પોષણ માટે કેટલું કષ્ટ સહન કરવું પડે છે. તમે ઘણા દહાડા થયાં કથા મારે ત્યાં વાંચો છો. અને તેમાંથી જે કાંઇ મળે તેમાં તમારો નિર્વાહ ચલાવો છે. એ ઓછી શોચનીય વાત છે?

એ પ્રમાણે રાજાએ બ્રાહ્મણને કહ્યું ત્યારે બ્રાહ્મણે વિચાર કર્યો કે—રાજાએ મને મહેણાં માર્યાં, પણ ફીકર નહિ. હમણાં હું રાજાના બોલેલા શબ્દો રાજાના મુખમાંજ પાછા ન નાંખું તો હું બ્રાહ્મણ નહિ. એ પ્રમાણે બ્રાહ્મણ વિચારીકરીને બોલ્યો કે—હે રાજા સાંભળો! તમે વિશ્વામિત્ર, વસિષ્ઠ, વગેરે ઋષિઓના પરાક્રમનું વર્ણન કર્યું તેવું પરાક્રમ મારામાં પણ તમારે જેવું હોય તો બતાવી આપું, તમે કહો તો આ તમારો મહેલ સુવર્ણનો બનાવી આપું. અથવા તમે કહો તો તમને શાપ આપી પત્થર બનાવી દઉં. તમે જેમ કહો તેમ કરૂં, હું જેમ કહીશ તેમ થશે મારૂં વચન મિથ્યા નહિ જાય; એ પ્રમાણે બ્રાહ્મણે જ્યારે રાજાને કહ્યું ત્યારે રાજાના મનમાં શંકા થઈ કે આ બ્રાહ્મણમાં પોતાનું ગુજરાન ચલાવવાની શક્તિ નથી તથા પૈસાના લોભથી મારી પાસે કથા વાંચે છે અને કહે છે કે કહે તો તારો મહેલ સુવર્ણનો બનાવી દઉં અગર શાપ આપું તો તને પત્થર બનાવી દઉં એવી રીતનો

ખોટો આડંબર કરે છે. એમ વિચાર કરી રાજાએ બ્રાહ્મણને કહ્યું કે જો તમારામાં આટલું બધું પરિબળ હોય તો મારા બંગલાને સુવર્ણનો બનાવી દો. ત્યારે બ્રાહ્મણ બોલ્યો કે એમ કયાં લખ્યું છે કે વિશ્વામિત્ર, વશિષ્ઠ વગેરે બ્રાહ્મણો મોટા મોટા સિદ્ધ થઇ ગયા. ત્યારે રાજા બોલ્યા કે આજેજ તમે કથામાં વાંચ્યું, ત્યારે બ્રાહ્મણ બોલ્યો કે કાલની કથા તમે સાંભળી હતી કે નહિ કાલની કથામાં આવ્યું હતું કે રાજા પ્રિયવ્રત મહાપ્રતાપી થઈ ગયા. તેને નવ પુત્ર હતા તે નવ પુત્રને માટે પોતાનો રથ પૃથ્વી ઉપર નવ વખત ફેરવ્યો તો પૃથ્વીના નવ ખંડ બનાવી દીધા અને તે દરેક ખંડનો પોતાના પુત્રને રાજા બનાવ્યો. એક રાજા પૃથુ થઇ ગયો જેના નામથી આ પૃથ્વી પણ પ્રસિધ્ધ છે; એક રાજા સગર થઇ ગયો તેને સાઠ હજાર પુત્ર હતા તે પુત્રોને કપિલદેવ મુનિએ શાપ આપી બાળી મૂકયા તેનો પૌત્ર જે ભગીરથ રાજા સ્વર્ગમાંથી ગંગાને પૃથ્વી ઉપર લાવ્યા તેમના નામથી ગંગાનું નામ પણ ભાગી રથી પડયું છે. એ પ્રમાણે વાત કાલે આવી હતી. હે રાજન્! જો તારા પૂર્વજો પણ કેવા કેવા સમર્થ થઇ ગયા. પોતાના વચન માટે પોતાની રૈયત પણ છોડી દે એવા એકવચની હતા તથા પોતાની પ્રજાને પુત્રપુત્રી પ્રમાણે પાળતા અને તેમના સુખે સુખી અને દુઃખે દુઃખી રહેતા જેથી આજ સુધી તેમની આ જગતમાં અચળ કીર્તિ છે. હે રાજન્ તેઓ બ્રાહ્મણ હતા કે ક્ષત્રિય હતા તમે કોણ છો ? જો તમે પણ ક્ષત્રિય હો તો તેમના જેવા કામ કરો નહિતર કહો કે હું ક્ષત્રિય નહિ આનો

જવાબ તુરત આપો. ત્યાર બાદ હું તમારો બંગલો સુવર્ણનો બનાવી દઉં. ત્યારે રાજા બોલ્યો કે અમે ક્ષત્રિય છીએ અને તેઓ પણ ક્ષત્રિય હતા પણ તેઓ તો સત્‌યુગમાં થઇ ગયા તે યુગ એવો હતો માટે એવા પ્રતાપી થઈ ગયા; અત્યારે કળીયુગ છે આ યુગમાં એવું સામર્થ્ય કયાંથી આવે! બ્રાહ્મણ બોલ્યો તો હું પણ તને કહું છું કે વ્યાસ, વસિષ્ઠ, વિશ્વામિત્ર વગેરે સત્‌યુગમાં થઇ ગયા. તો હે રાજન તું અજ્ઞાની છે વિચારહીન છે કારણ કે તું કહે છે કે એ સર્વ રાજા સત્‌યુગમાં થઇ ગયા અત્યારે કળીયુગ છે માટે એવું સામર્થ્ય કયાંથી આવે તો તારે માટે કળીયુગ છે અને મારે માટે સત્‌યુગ છે તો હે રાજન તમે કળીયુગના ક્ષત્રિય છો અને હું કળીયુગનો બ્રાહ્મણ છું. તે સત્‌યુગના ક્ષત્રિય હતા અને તે સત્‌યુગના બ્રાહ્મણ પણ હતા; જેમ તમે કર્મહીન થઇ ગયા તેમ હું પણ આ કળીયુગથી કર્મહીન થઇ ગયો છું જે માણસ પોતે દોષિત છે તે બીજાને દોષિત નહિં કહી શકે કારણ કે બીજાને દોષિત કરશે તો તે પણ તેનો દોષ પ્રગટ કરશે માટે હે રાજન્! કળીના પ્રતાપથી તમે ધર્મકર્મહીન થયા તેમ અમે પણ ધર્મકર્મહીન થયા. જો તું તને પોતાને ક્ષત્રિય સમજે તો મને પણ બ્રાહ્મણ સમજ જો તું તને પોતાને ક્ષત્રિય ન સમજે તો મને પણ બ્રાહ્મણ ન સમજ. એમ જયારે બ્રાહ્મણે કહ્યું ત્યારે રાજા હાથ જોડી બ્રાહ્મણના ચરણમાં પડયો અને કહેવા લાગ્યો કે મહારાજ, આપનું કહેવું ઠીક છે. કારણ કે પૂર્વે બ્રાહ્મણ ક્ષત્રિય હતા તે સત

યુગના પ્રભાવથી મોટા સત્યવાદી અને પ્રતાપી થઇ ગયા. આજકાલ કળીએ આપણને દબાવી દીધા છે તેમાં દોષ કોને દેવો ? આ તો યુગનો ધર્મ છે યુગયુગનું કાર્ય કરે છે અને તે અનુસાર સર્વ ચાલે છે.

માટે હે સજ્જનો યુગ યુગનો ધર્મ બજાવે છે તેમાં કોઇને દોષ દેવાનો નથી. કોઇના દોષ ખુલ્લા ન કરવા, સામા માણસના ગુણ ગ્રહણ કરવા તથા આપણાથી બને તેટલું ધમ ધ્યાન કરવું જેથી સ્વર્ગનું સુખ મળે.



## ૧૮

એક રાજા હતો. તેનું રાજ્ય ઘણુંજ મોટું હતું. રાજા પાપિષ્ટ હતો કોઈ મહાત્મા કે પંડિતોમાં એને શ્રધ્ધા ન હતી. કોઈ મહાત્મા રાજાને ઘણું સમજાવે કે અધર્મ ન કરવું પણ રાજા તેને મશ્કરીમાં ઉડાવે રાજા હંમેશાં પાપ કરે છે; ધર્મ એ શી વસ્તુ છે તે રાજા જાણતોજ નથી એટલે ધમ કોઇ દિવસ કરતોજ નથી. આખી જીંદગી પાપ કરવામાંજ ગાળી અતે મરણપથારીએ પડયો ત્યારે યમરાજાના દૂતો આવ્યા અને રાજાને મૃત્યુલોકમાંથી લઇ રૌરૈ નરકમાં નાંખ્યો. રાજા જ્યારે નરકમાં આવ્યો ત્યારે ઘણો પસ્તાવો લાગ્યો કે મેં ઘણું પાપ કર્યું તેનું ફળ મને મળ્યું રાજા પસ્તાવો કરવા લાગ્યો કે મને ઘણા મહાત્માઓ અને ઋષિ

મુનિઓ સમજાવતા કે રાજા અધર્મ ન કરો તો પણ મેં તે વખતે કોઇનું કહેવું માન્યું નહિ અને મહાત્માના અમૂલ્ય ઉપદેશને મશ્કરીમાં ગણી કાઢયો તો હવે હું તે પાપનું ફળ ભોગવું છું મહાત્મા તે વખતે ખરો ઉપદેશ કરતા હતા પણ મેં મારી મૂર્ખતાથી તે વખતે માન્યું નહિ. તે વખતે મારી અધર્મબુદ્ધિ હતી, ધર્મબુધ્ધિ નહતી જો તે વખતે મહાત્માનો ઉપદેશ માન્યો હોત તો તે વખતે મારી પાસે ધર્મ કરવાનાં સઘળાં સાધનો પણ હતાં જેથી ધર્મ કર્યો હોત તો આ નરકમાં ન આવત પણ સ્વર્ગે જાત.

રાજા એ પ્રમાણે પોતાના મનમાં ઘણો પસ્તાવો કરે છે એટલામાં જેમ ડોકટર હોસ્પીતાલમાં રોગી માણસોને જોવા જાય છે તેમ યમરાજા પણ દરેક નરકના પાપી જીવોને જોવા માટે આવ્યા. જ્યાં રાજા નરકમાં પડયો પડયો વિચાર કરે છે ત્યાં જોતાં જોતાં યમરાજા આવી પહોંચ્યા. તે વખતે નરકમાંથી રાજાએ યમરાજાને પ્રણામ કર્યા. યમરાજાએ કહ્યું કે તમે મોટા રાજા હતા, તો તમારે ધર્મકર્મ કરી સ્વગલોકમાં જવું હતું ! અહીં નરક લોકમાં કેમ આવ્યા તમારી પાસે સ્વગમાં જવાનાં સાધન પણ હતાં. ત્યારે રાજા હાથ જોડી બોલ્યા કે—મહારાજ મારી મૂર્ખતા હતી કે—સ્વર્ગ નરક શું છે ? એતો માણસોનાં ગપ્પાં છે કે પુણ્ય કરવાથી સ્વર્ગ મળે, અને પાપ કરવાથી નરક મળે. જેથી મને અધર્મ સારો લાગતો હતો તેટલા માટે હું અધર્મ

કરતો હતો. મને ઘણા મહાત્માએ ઉપદેશ પણ કર્યો. પણ તે વખતે રાજ્યપદમાં મેં કોઈનું કહેવું માન્યું નહિ. પરંતુ હવે મને સમજ પડી કે—અધર્મનું ફળ નરક છે. અને તે નરક અધમકર્મ કરવાથી હું સાક્ષાત્ ભોગવું છું. હવે મેં નક્કી કર્યું કે અધર્મ કોઇ પણ વખતે ન કરવું. માટે હે યમરાજા મને આ નરકમાંથી મુકત કરી ફરી એક વખત રાજા બનાવો. હું રાજા બની લગ્ન પણ નહિ કરૂં. ધર્મકર્મ, કરી ભજન કરીશ. પાપ કરવા તરફ મારૂં મન જશે નહિ, અને પાપની વાત પણ કાને સાંભળીશ નહિ. કારણ કે પાપ કરવાથી કેવી દશા થાય છે તે હું ભોગવું છું. એ પ્રમાણે યમરાજાને કહી રાજા બોલતા બંધ રહ્યા.

ધર્મરાજા બોલ્યા કે તમે નરકથી રજા માંગો છો તો આ તમારા પાપનું ફળ પછી કોણ ભોગવશે. તમે કહો છો કે મને રાજા બનાવો પણ હું કયાંથી રાજા બનાવું [તમારૂં પુણ્ય કાંઈ પણ મારી પાસે છે નહીં. તો હું તમને કયાંથીરાજા બનાવું, પણ તમારી આજીજીથી હું તમને પહેલાં કરતાં પણ મોટા રાજા બનાવું. પરંતુ તમે અહીં મારી પાસે કરાર કરો કે—હું રાજા થઈ સતકર્મ કરી સ્વર્ગે જઈશ. ફરી નરકમાં નહિ આવું એ પ્રમાણે પ્રતિજ્ઞા કરો તો તમને હું રાજા બનાવું. ત્યારે રાજા બોલ્યો કે હે યમરાજ એવો કોણ મૂર્ખ હશે કે જાણીબુજી પોતાનું બુરૂં કરે. મે નરકમાં કેવું દુઃખ છે તે જાણ્યું. તેનું ફળ પણ ભોગવું છું તો ફરી હું અહીં કેમ આવીશ. મને પાપનું ફળ

મળ્યું છે. જેથી હું પાપથી ડરૂં છું. જેથી હું પાપ કરીશ નહિ એ પ્રમાણે નરકમાંથી રાજા બોલ્યો ત્યારે યમરાજાએ તેને નરકમાંથી કાઢી તેનો મોટા રાજાને ત્યાં જન્મ આપ્યો. નાનપણથીજ તેણે અધર્મ કરવો શરૂ કર્યો કારણ કે તે પહેલાં જન્મમાં પાપ કરતાં કરતાં મરી ગયો હતો. તેથીજ તેની પાપ બુદ્ધિ છે. અને તેટલા માટેજ અહીં પણ પાપ કરે છે. નરકનું જ્ઞાન હતું તે અહીં ભૂલી ગયો છે. જે યમરાજાની સાથે પ્રતિજ્ઞા કરી હતી તે સ્થૂલ શરીર ધારણ કરવાથી ભૂલી ગયો છે. રાજા જેમ જેમ મોટો થતો જાય છે તેમ તેમ પાપ વધારે કરતો જાય છે. કોઈ મહાત્મા આવે છે તે સમજાવે છે. પણ કોઈનું માનતો નથી અને ઘણું પાપ કરે છે. ધર્મની તરફ કયારે પણ એનું મન જતું નથી. એમ પાપ કરતાં કરતાં છેવટ મરણ પથારી ઉપર પડયો. તે વખતે યમરાજાના દૂત તેને નરકમાં લેવાને માટે આવ્યા. જ્યારે યમરાજાના દૂત લેવા આવ્યા ત્યારે તેને યાદ આવ્યું કે, હું યમરાજા સાથે શું પ્રતિજ્ઞા કરીને આવ્યો હતો તે અહીં સર્વ ભૂલી ગયો. તથા પોતાના મનમાં પસ્તાવા લાગ્યો. પણ યમરાજાના દૂત તેને પકડીને લઇ ગયા. અને તેને કુંભીપાક નરકમાં નાંખી દીધો. જેમ કુવામાં દેડકાં રહે છે તેમ કુંભીપાક નરકમાં રાજા રહેવા લાગ્યો. ત્યાં પણ ઘણા વિચાર કરે છે તથા પોતાના દરેક જન્મનાં કૃત્યો યાદ કરી પસ્તાવો કરે છે. યમરાજ નરકના પાપી જીવોને જોવા માટે આવ્યા. બધું નરક જોતાં જોતાં કુંભીપાક નરક પાસે આવી પહોંચ્યા, યમરાજને રાજાએ પ્રણામ કર્યા તે વખતે યમરાજાએ

રાજાને કહ્યું કે તમે કહ્યું હતું કે એવો કોણ મૂર્ખ હશે કે જાણી કરીને દુઃખી થાય ! તમે નરકનું દુઃખ જાણતા હતા છતાં તમે ફરીને કેમ નરકમાં આવ્યા મારી સાથે તમે શું પ્રતિજ્ઞા કરી હતી ત્યારે રાજા બોલ્યો કે હું શું કરૂં ? હું મૃત્યુલોકમાં ગયો, ત્યાં મને કાંઇપણ યાદ ન આવ્યું હું ત્યાં સર્વ ભૂલી ગયો, અહીં આવ્યો ત્યારે સર્વ યાદ આવ્યું, હવે હું અહીં નરકમાંજ રહીશ કારણ કે તમારી કૃપાથી એક વખત ફરી પણ રાજા બન્યો પણ મારાથી કાંઇપણ સત્કર્મ ન બન્યું તો હવે હું અહીંજ રહીશ. એ પ્રમાણે દીલગીર થઇ રાજા બોલ્યો. ત્યારે ધર્મરાજા બોલ્યા કે હે રાજન્! અધર્મમાં મન સહેજ ચાલ્યું જાય છે. અધર્મ કરવા માટે કોઇ ગુરૂનો ઉપદેશ તથા સત્પુરૂષોનો સમાગમ નથી જોઇતો એ તો દરેકના સ્વભાવથીજ થાય છે પણ ધર્મ તથા પરમાત્માનું ભજન કરવાનું કઠિન છે એમાં સત્સંગ તથા સદ્ગુરૂનો ઉપદેશ જોઇએ એ તમે માનતા ન હતા તમારા સંસ્કાર પણ સારા ન હતા તમારા ઉપર પ્રભુની કૃપા પણ ન હતી તેટલા માટે તમારૂં મન ધર્મ માર્ગે ન ગયું. તમે જીંદગીભર અધમ કર્યો તેનું ફળ તમે આ કુંભીપાક નરકમાં ભોગવો એમ કહી યમરાજા ચાલ્યા ગયા.

હે સદ્ગૃહસ્થો ! જ્યાં સુધી જીવે ત્યાં સુધી પાપી પુરૂષો આનંદ કરે ! પાપ કરવામાં પ્રથમ આનંદ મળે તેટલા માટે પાપી પુરૂષો ઘણાં પાપ કરે છે પરંતુ શરીર છુટયા પછી તે

રાજાની પેઠે દરેક પુરૂષને પસ્તાવું પડે છે માટે પાપાચરણને છોડી ધર્મ કરો, સતકમ કરો, પરમાત્માની ભક્તિ કરો. સત્કર્મ કરવામાં દુઃખ થાય તે દુઃખને તમે આનંદના દાતા સમજો માટે હંમેશાં સત્કર્મ કરશો તો પરમાત્મા તમારા ઉપર રાજી રહેશે અને અંતે સદ્ગતિ આપશે તેથી તમે સુખી રહેશો.



## ૧૯

એક રાજા હતો તેને સાત પુત્રીઓ હતી. રાજાએ મોટી પુત્રીને પૂછયું કે તમે કોના ભાગ્યથી મોજશોખ, ખાવુંપીવું તથા બીજું આ દુનિયાનું સુખ ભોગવશો ? ત્યારે તે પુત્રી બોલી કે તમારા ભાગ્યથી દરેક સુખ ભોગવીશ. કારણ કે તમે કોઈ મોટા રાજ્યમાં મને પરણાવશો તો સુખી થઇશ. અને કોઇ ગરીબ સાથે પરણાવશો તો દુઃખી થઇશ. માટે તમારાજ ભાગ્યથી સુખ ભોગવીશ. રાજાએ એ પ્રમાણે દરેક પુત્રીને પૂછયું. ત્યારે છ પુત્રીઓએ તો મોટી પુત્રી પ્રમાણેજ જવાબ આપ્યો. પણ સાતમી પુત્રી સહુથી નાની હતી તે કાંઈ પણ ન બોલી. જ્યારે રાજાએ પૂછયું કે તું કેમ કાંઈ પણ નથી બોલતી. ત્યારે તે બોલી કે પિતાજી તમે મૂર્ખ છો, તમને શું જવાબ આપું ? તમારો પ્રશ્ન બહુજ ખરાબ છે, તમે પૂછયું, પણ તમારૂં પૂછવું ખોટું છે, કારણ કે દુનિ-

યામાં કોઈ કોઈના ભાગ્યનું સુખ, દુઃખ ભોગવતું નથી, પણ સવ પોતપોતાના ભાગ્યનું સુખ દુઃખ ભોગવે છે તે માટે હું તો મારા પોતાનાજ ભાગ્યથી સુખ અથવા દુઃખ ભોગવીશ. તમે છ બેનોને પૂછયું કે તમે કોના ભાગ્યથી સુખ દુઃખ ભોગવો છો ? ત્યારે તે છ બેનોએ આપને કહ્યું કે પિતાજી તમારા ભાગ્યથી. તમે મોટા રાજા સાથે પરણાવશો તો સુખ ભોગવીશું, ને ગરીબ સાથે પરણાવશો તો દુઃખ ભોગવીશું. જેથી મારી છ બેના પણ મૂર્ખ છે. કારણ કે કોઈ કોઈના ભાગ્યથી સુખ દુઃખ ભોગવતું નથી, પણ પોતપોતાના ભાગ્યથી સુખ દુઃખ ભોગવાય છે.

જ્યારે નાની પુત્રી એ પ્રમાણે બોલી, ત્યારે રાજા ક્રોધ કરીને બોલ્યા કે, હું તારૂં ભાગ્ય જોઈ લઈશ. હું તને એવે સ્થળે કોઈ કંગાલ સાથે પરણાવીશ કે ખાવાને રોટલી પણ મળશે નહિ. રાજાએ એ પ્રમાણે કહી છ પુત્રીઓને ઘણીજ ધામધૂમથી મોટા મોટા રાજકુંવરો સાથે પરણાવી અને ઘણું જ દ્રવ્ય આપી પોતાને સાસરે મોકલી. ત્યારબાદ રાજાએ મંત્રીને બોલાવી એવો હૂકમ આપ્યો કે, જેનામાં રળી ખાવાની શકિત ન હોય. ભીખ માગીને પોતાના પેટનું પરાણે પુરૂં કરતો હોય, રહેવાને કાંઈપણ સાધન ન હોય, તેવા ભીખારીને શોધીને મારી પાસે લાવો. ત્યારે મંત્રીએ રાજાને પૂછયું કે મહારાજ એવા ભીખારીનું આપને શી જરૂર છે? ત્યારે રાજાએ ઉપર બનેલી હકીકત મંત્રીને કહી સંભળાવી

ને કહ્યું કે તેવા ભીખારી સાથે મારી પુત્રીનો વિવાહ કરવો છે. મંત્રીએ કહ્યું કે મહારાજા તે બાળક છે :તેના બોલવા સામું આપે ન જોવું જોઇએ, કારણ કે છોરૂં કછોરૂં થાય પણ માવતર કમાવતર ન થાય ! મંત્રીએ રાજાને કહ્યું ત્યારે રાજા ક્રોધ કરીને બોલ્યા કે તે આજકાલની છોકરી મારા સામું બોલે અને મારૂં અપમાન કરે તે મારાથી સહન થતું નથી માટે મેં તમને જે હૂકમ કર્યો છે તેનો અમલ એકદમ કરો.

મંત્રીએ તેવા ભીખારીને શોધવા માટે દૂતો મોકલ્યા. દતો તેવા ભીખારીને શોધતા શોધતા એક શહેરમાં જઇ ચઢયા. ત્યાં એક દશબાર વર્ષનો ગરીબ છોકરો પાસેના જંગલમાંથી લાકડાં વીણી તેની ભારી કરી તે શહેરમાં વેચતો હતો તે ભારીના તેને દોઢ બે આના ઉપજતા તેમાંથી ચણા વગેરે લઇ તે ખાઈ રાત્રે કોઇની દુકાનમાં સૂઇ રહેતો. રાત્રે તે છોકરો જયાં સૂતો છે ત્યાં રાજાના દૂતો ફરતા ફરતા આવી પહોંચ્યા દુકાનમાં છોકરાને સૂતેલો જોઇ તેને જગાડયો. છોકરો જાગ્યો દૂતે પૂછયું. અરે છોકરા તું કોણ છું કયાંનો રહેવાશી છું અને અહીં કેમ સૂતો છું ? ત્યારે છોકરો બોલ્યો કે મારા માતપિતા મને નાનો મૂકીને મરી ગયાં છે તેમજ મારા કુટુંબમાં કોઈપણ નથી એટલે હું કોણ છું તથા કયાંનો રહેવાશી છું તેની મને કાંઇપણ ખબર નથી તેમજ મારે રહેવાને ઘર પણ નથી જેથી આ દુકાનમાં સૂતો છું. હું ભીખ માગી મારૂં ગુજરાન ચલાવું છું ભીખ માગતા માગતાં આ

શહેરમાં આવી ચઢયો છું આ શહેરની પાસે જંગલ છે ત્યાંથી લાકડાં વીણી તેની ભારી બાંધી આ શહેરમાં વેચું છું તેના જે કાંઇ પૈસા ઉપજે છે તેમાંથી મારૂં ગુજરાન ચલાવું છું અને રાત્રે કોઇપણ દુકાને સૂઇ રહું છું.

રાજાના દૂતોએ વિચાર કર્યો કે રાજાએ જે પ્રમાણે કહ્યુ છે તેવોજ આ ભીખારી છે. આનાથી ઉતરતો બીજો કોઇપણ ભીખારી મળશે નહિ. રહેવાને ઘર પણ નથી, અને પરાણે પોતાનું ગુજરાન ચલાવે છે. માટે આને ગમે તે પ્રકારે રાજા:પાસે લઇ જવો. એ પ્રમાણે વિચાર કરી રાજદૂત બોલ્યો કે તમે અમારા રાજા પાસે ચાલો ત્યારે છોકરાના મનમાં ભય ઉત્પન્ન થયો કે, મેં કોઈનો કાંઈ પણ ગુન્હો કર્યો નથી, કોઇને માર્યો નથી, તેમ કોઇની કાંઇ પણ ચોરી કરી નથી. તે. મને શા માટે રાજા પાસે લઈ જાઓ છો. ત્યારે દૂતે તે છોકરાને કહ્યું કે, તમે કોઇપણ પ્રકારનો તમારા મનમાં ભય રાખશો નહિ. અમે તમને કોઈપણ પ્રકારનું દુઃખ દઇશું નહિ માટે રાજી ખુશીથી અમારી સાથે ચાલો. પણ છોકરે કાંઇ પણ માન્યું નહિ. એટલે દૂતો તેને પરાણે પોતાના શહેરના રાજા પાસે લઈ ગયા. અને રાજાને કહ્યું કે, તમે જેવો માણસ અમને શોધી લાવવાનું કહ્યું હતું તેવો માણસ અમે શોધી લાવ્યા છીએ. રાજા બોલ્યા કે બહુ સારૂં કર્યું. એમ કહી રાજાએ નાની પુત્રીને બોલાવીને કહ્યું કે, તું કોના ભાગ્યથી સંસારનું સુખ ભોગવીશ. પુત્રીએ તો પ્રથમ પ્રમાણે જવાબ આપી કહ્યું કે,

હું મારા ભાગ્યથી સુખ દુઃખ ભોગવીશ. ત્યારે રાજાએ કહ્યું કે તને કોની સાથે પરણાવું ? પુત્રી બોલી કે પિતાજી જેની સાથે તમે મારૂં લગ્ન કરી હાથ સોંપી દેશો તેજ મારો પતિ. રાજાએ, દૂતો જે ભીખારીને લાવ્યા છે, તેનો હાથ પકડી તેના હાથમાં પુત્રીનો હાથ મૂકી કહ્યું કે આ તારો પતિ. પુત્રીએ હાથ પકડી કહ્યું કે, પિતાજી આજ મારો પતિ. તે વખતે રાજાએ કહ્યું કે, હવે તમે બન્ને જણ મારા રાજ્યમાંથી ચાલ્યા જાઓ. હવે હું તારૂં ભાગ્ય જોઉં કે તું કેવી રીતે સુખી થાય છે.

રાજપુત્રી તેના પતિને સાથે લઈ તે જે શહેરમાં લાકડાં વેચતો હતો ત્યાં ગઈ. રાજપુત્રીએ તેના પતિને પૂછયું કે, તમે પ્રથમ તમારૂં ગુજરાન કેમ ચલાવતા હતા, ત્યારે તેના પતિએ જવાબ આપ્યો કે, હું પાસેના જંગલમાંથી લાકડાં વીણી આ શહેરમાં વેચી મારૂ ગુજરાન ચલાવતો હતો. ત્યારે રાજપુત્રી બોલી કે, તમે મારાથી કેમ સંકોચાઇને વાત કરો છો. હું તમારી દાસી છું, તમે મારા પતિ છો, સ્વામિ છો હું તમારી આજ્ઞા પ્રમાણે ચાલીશ. એમ કહી તેનો પતિ જે જંગલમાંથી લાકડાં વીણી લાવતો હતો. તે જંગલમાં બંન્ને જણ ગયાં ત્યાં જઇ રહેવાને માટે એક ઝુંપડી બાંધી રહેવા લાગ્યાં.

એક દિવસે રાજપુત્રીએ તેના પતિને કહ્યું કે, હું તમને કહું તે તમે માનશો કે નહિ, ત્યારે તેનો પતિ બોલ્યો કે જેમ તમે કહેશો તેમ હું કરીશ એટલે રાજપુત્રી બોલી કે તમે

ગમે ત્યાં જાઓ, અને ત્યાંથી પાછા આવો ત્યારે રસ્તામાં જે પડેલી ચીજ હોય તે લાવી મને બતાવશો, ત્યારે તેણે કહ્યું કે ઠીક, હવે તેનો પતિ રસ્તામાંથી છાણુ મળે તો છાણુ લાવે. પત્થર મળે તો પત્થર લાવે, લાકડું મળે તો લાકડું લાવે, જે કાંઈ મળે તે લાવીને તેની પત્નિને બતાવે, એ પણ કહે કે સામે રાખો. એ પ્રમાણે પત્થર છાંણુ તથા લાકડાંના મોટા ઢગલા થાય છે.

જંગલમાં બન્ને સ્ત્રી પુરૂષ લાકડાં વીણે છે, અને પતિ પાસેના શહેરમાં લાકડાં વેચવા જાય છે, લાકડાં વેચી જે કંઈ પૈસા મળે છે તેનું સીધું લઇ પોતાની ઝુંપડીએ જાય છે. આ પ્રમાણે બન્ને સ્ત્રીપુરૂષ પોતાનું ગુજરાન ચલાવે છે એક દિવસ રાજપુત્રીનો પતિ શહેરમાં લાકડાં વેચવા ગયો છે, તે વેચી પોતાની ઝુંપડી તરફ આવે છે તેવામાં રસ્તામાં એક મરેલો સર્પ દીઠો. તેથી તે વિચારમાં પડયો કે, મારી સ્ત્રીની આજ્ઞા છે કે, જે રસ્તામાં પડેલું હોય તે મારી પાસે લાવવું. તો રસ્તામાં આ મરેલો સર્પ પડયો છે તો તે લઈ જવો કે કેમ ? એ પ્રમાણે પોતાના મનમાં વિચાર કરે છે. છેવટે લઈ જવાના નિશ્ચય ઉપર આવી, એક લાકડા ઉપર સર્પને ઉંચકી લઇ ગયો, અને ત્યાં જઈ પોતાની સ્ત્રીને કહ્યું કે, આજે મને રસ્તામાંથી મરેલો સર્પ મળ્યો છે તે હું લાવ્યો છું. ત્યારે સ્ત્રી બોલી કે તેને પત્થરના ઢગલા ઉપર મૂકો. તેણે મરેલો સર્પ પત્થરના ઢગલા ઉપર મૂકયો.

રાજપુત્રી અને તેનો પતિ રહે છે, ત્યાંથી દશબાર ગાઉ ઉપર એક તીર્થનું સ્થળ હતું. તે તીર્થમાં એક દિવસ કોઈ એક રાજાની રાણી પોતાના ગળાનો હાર કાઢી નદીમાં સ્નાન કરતી હતી. તે વખતે આકાશમાં એક સમડી ઊડતી હતી. તેને એમ થયું કે નદી કાંઠે પડેલો હાર તે સર્પ છે. એમ સમજી સમડી ઉપરથી નીચે આવી અને હાર ઉપાડી ગઈ. તેણે આકાશમાં જઈ જોયું તો જાણ્યું કે આ કંઈ ખાવાની ચીજ નથી. તે વખતે સમડીની દૃષ્ટિ જે જંગલમાં રાજપુત્રી અને તેનો પતિ રહે છે ત્યાં જે રાજપુત્રીએ પત્થરના ઢગલા ઉપર મરેલો સર્પ મૂકાવ્યો છે ત્યાં ગઈ, તેથી સમડી ત્યાંથી ઊડતી ઊડતી ત્યાં આવી અને હાર પત્થરના ઢગલા ઉપર મૂકી સર્પ ઉપાડી ગઈ. જે વખતે સમડી હાર મૂકી ગઇ તે વખતે સ્ત્રી પુરૂષ બન્ને ઝુંપડીમાં હતાં, ત્યારપછી પુરૂષ બહાર નીકળ્યો, અને પત્થરના ઢગલા સામું જુવે છે ત્યાં તો સર્પ નહિ જોતાં હાર જોયો, તેથી તેણે તેની સ્ત્રીને બોલાવી. તે બહાર આવીને જુએ છે તો સર્પની જગ્યાએ હાર છે. રાજપુત્રી હાર લઈ ઝુંપડીમાં ગઈ. અને તેના પતિને કહ્યું કે પ્રભુએ આપણને આ હાર આપ્યો છે માટે કોઇને કહેશો નહિ. અને તમે શહેરમાં જઈ મોટા ઝવેરીનું નામ પૂછી આવો. એ પ્રમાણે તેના પતિને કહ્યું. તેનો પતિ શહેરમાં ગયો, અને મોટા ઝવેરીનું નામ પૂછી આવી તેની સ્ત્રીને કહ્યું. એટલે તેની પત્ની તેને સાથે લઇ ઝવેરીને ત્યાં હાર વેચવા ચાલી. ઝવેરી પાસે આવી હાર વેચ્યો તો તેના બાર લાખ રૂપીઆ

ઉપજ્યા. તે બાર લાખ રૂપીઆ લઇ ત્રણ લાખ રૂપીઆની એક મારકીટ ખરીદી. ત્રણ લાખ રૂપીઆનું કાપડ ખરીદ્યું અને મોટો વેપાર શરૂ કર્યો. મોટા મોટા મુનીમોને નોકર રાખ્યા. છ લાખ રૂપીઆ લઇ તે જંગલમાં પોતાની ઝુંપડી હતી ત્યાં ગઈ, અને ત્યા ત્રણ લાખ રૂપીઆ ખરચી સુંદર મહેલ બનાવ્યો. અને બાકી રહેલા ત્રણ લાખ રૂપીઆની જમીન ખરીદી. કાપડ મારકીટ તથા જમીનની આવક ઘણી આવવા લાગી, તેથી પોલીસ, પલટણ રસાલો હાથી ઘોડા, સર્વ રાજસામગ્રી તૈયાર કરી, પોતે રાણી બની અને તેના પતિને રાજા બનાવ્યો.

એક વખતે તેણે પોતાના પતિને પાસે બોલાવીને કહ્યું કે હવે મારો વિચાર મારા માતપિતાને મળવાનો થયો છે, માટે મારા માતપિતાને મળી આવીએ. ત્યારે તેનો પતિ પણ બોલ્યો કે ચાલો મળી આવીએ. પછી ફોજ, પલટણ, હાથી, ઘોડા, તોપો વગેરે સર્વ રાજસામગ્રી સાથમાં લીધી. સોનાની અંબાડીમાં પોતાના પતિને બેસાર્યો અને રૂપાના મ્યાનામાં પોતે બેઠી. એવી રીતે ઘણીજ ધામધૂમથી પોતાના માતપિતાને મળવા ગઇ. ચાલતાં ચાલતાં તે પોતાના પિતાના રાજ્યમાં પહોંચી. તોપો વગેરેના અવાજ સાંભળી તેનો પિતા ભયભીત થયો કે કોઈ શત્રુ મારા ઉપર ચઢી આવે છે એમ અનુમાન કરી રાજાએ પણ પોતાનું લશ્કર તૈયાર કર્યું અને લશ્કર લઇ શહેર બહાર આવ્યો. પોતાના પિતાના લશ્કરને જોઈ પુત્રી વિચાર કરવા

લાગી કે, મારા પિતાના મનમાં શંકા ઉત્પન્ન થઇ છે કે કોઇ શત્રુ મારા ઉપર ચઢી આવે છે પણ હું તો તેમને મળવા તથા મારૂં ભાગ્ય બતાવવા જાઉં છું. એ પ્રમાણે વિચાર કરી તેણે એક દૂત મોકલ્યો અને તેને કહ્યું કે તમે જઇ મારા પિતાને કહો કે કોઈ દુશ્મન તમારા રાજ્ય ઉપર ચઢી નથી આવતો પણ તમારી નાની પુત્રી તમને મળવા માટે આવે છે. દૂતે જઇ રાજપુત્રીએ કહેલ હકીકત રાજાને સંભળાવી. રાજા પણ તે હકીકત સાંભળી શાન્ત થયો, અને રાણીના મનમાં તો ઘણોજ હર્ષ થયો, કે મારી નાની પુત્રી મને મળવા આવે છે. મારા મનમાં એમ હતું કે તેને ભીખારી સાથે પરણાવી છે તેથી તે દુઃખી થઇ મરણ પામી હશે પણ આવા રાજઠાઠથી આવતી જોઈ હું અત્યારે અત્યંત ખુશી થાઉં છું. એ પ્રમાણે રાજા રાણી ખુશી થઇ રહ્યાં છે ત્યાં પુત્રી અને જમાઇ ગાજતે વાજતે મોટી ધામધૂમથી શહેરમાં આવી પહોંચ્યાં. પ્રથમ પુત્રી અને જમાઇ માતાને મળ્યાં. માતાએ પુત્રી અને જમાઇના ઓવારણાં લીધાં અને હર્ષ પામી. તથા જ્યાં પોતાની છ પુત્રીઓને પરણાવી હતી ત્યાંથી તેમને નાની બેનને મળવા માટે બોલાવી હતી. બીજે દિવસે રાજાએ કચેરી કરી ત્યાં રાજપુત્રી પોતાના પતિને સાથે લઇ પોતાના પિતાને મળવા ગઇ. ત્યાં જઇ પિતાને પુત્રી અને જમાંઇએ નમન કર્યું. રાજાએ આશીર્વાદ આપ્યો, તે વખતે પુત્રી કચેરી વચ્ચે બોલી કે હે પિતાજી! તમે કહો ! હું આ કોના ભાગ્યથી રાજસુખ ભોગવું છું. તમે મને ભીખારી સાથે પરણાવી હતી, પણ મારૂં ભાગ્ય સારૂં હતું

તો હું રાણી બની અને તે ભીખારી રાજા બન્યો. મારી મોટી છ બેનો ઉપર તમારી ઘણીજ દયા હતી. તેથી તમે મોટા રાજાઓમાં પરણાવી અને ઘણું દ્રવ્ય આપ્યું તો પણ કોઈ બેન વિધવા થઇ તો કોઈના ઉપર તેનો પતિ બીજી રાણી લાવ્યો છે, અને તેને તજી દીધી છે. આવી રીતે છ બેનો દુઃખી છે અને મારા ઉપર તમારી કાંઈ પણ કૃપા નહોતી તથા મારૂં લગ્ન પણ ભીખારી સાથે કર્યું હતું, તો પણ મારૂં ભાગ્ય સારૂં હતું અને મારા ઉપર પ્રભુની કૃપા હતી તો હું સર્વ વાતે સુખી છું એ પ્રમાણે જ્યારે પુત્રી બોલી ત્યારે તેના પિતા બોલ્યા કે પુત્રી તમારૂં કહેવું સાચુ છે. સૌ સૌના ભાગ્યથીજ સુખ દુઃખ ભોગવે છે. કોઇ કોઇને સુખ દુઃખ આપી શકતું નથી.

માટે હે સજ્જનો ! સૌ સૌને સૌ સૌના ભાગ્ય પ્રમાણે સુખ દુઃખ મળે છે. જેવી પૂર્વની કરણી તે પ્રમાણે સુખ દુઃખ ભોગવવાનું છે. કારણ કે સુખની ઇચ્છા સૌ કરે છે. પરંતુ સુખ તો કોઇક પુરૂષને મળે છે. તે પણ પૂર્ણ સુખ મળતું નથી માટે જો સુખની ઇચ્છા હોય તો સારી કરણી કરો.



૨૦

એક ચોર હતો તેને એક સ્ત્રી અને એક પુત્ર હતો. તે પુત્ર જ્યારે ચૌદ પંદર વર્ષનો થયો ત્યારે તેના માબાપે પોતાના મનમાં વિચાર કર્યો કે, આપણો ધંધો ચોરીનો છે, માટે આપણો પુત્ર કોઇ પણ સાધુ બ્રાહ્મણને ત્યાં આવશે જશે. અને તેમની સોબત થશે તો તે ચોરી કરશે નહિ; જેથી આપણે દુઃખી થઇશું, કારણ કે આપણી પણ હવે અવસ્થા થઇ જેથી આપણાથી પણ ચોરી થઇ શકશે નહિ. તેથી આપણો ગુજારો કેવી રીતે ચાલશે, માટે આપણે પુત્રને એવો ઉપદેશ કરીએ કે, કોઈ દિવસ તે કોઈપણ સાધુ કે બ્રાહ્મણ પાસે જાય નહિ. એ પ્રમાણે માબાપે વીચાર કરી પુત્રને પોતાની પાસે બોલાવ્યો. અને તેનો પિતા ઉપદેશ કરવા લાગ્યો કે, તું સાધુ બ્રાહ્મણનો ઉપદેશ કોઈ દિવસ સાંભળીશ નહિ, કારણ કે જો તું તેમનો ઉપદેશ સાંભળીશ તો દુઃખી થઇશ. માટે કોઈ દિવસ તેમની પાસે પણ ન જવું, અને ઉપદેશ પણ ન સાંભળવો. પુત્ર મૂર્ખ હતો. તે કાંઈ પણ જાણતો નહોતો, તેથી તેના માબાપના ઉપદેશ ઉપર શ્રધ્ધા ચોંટી.

આ વાતની ખબર તે શહેરના માણસોને પડી તેથી તેઓ તેને સદ્ઉપદેશ દેવાને માટે પોતાની પાસે બોલાવે, પણ ચોરપુત્ર કોઇની પાસ જતો નથી. એમ કરતાં કરતાં કેટલા દિવસ પછી તે શહેરમાં એક મહાત્મા આવ્યા. મહા-

ત્માને શહેરના સર્વ લોકોએ આજીજી કરી કે મહારાજ અમારા શહેરમાં એક ચોરપુત્ર છે તે કોઈનો પણ ઉપદેશ સાંભળતો નથી અને કોઇની પાસે જતો પણ નથી માટે આપ કૃપા કરી તેને કાંઈપણ ઉપદેશ કરો કે જેથી તે ચોરીનો ધંધો છોડી દે. લોકોનું આ પ્રમાણે કહેવું સાંભળી મહાત્મા બોલ્યા કે જેવા જેના સંસ્કાર તે પ્રમાણે તે કરશે પણ જ્યારે શહેરના લોકોએ મહાત્માને બહુ આગ્રહ કર્યો ત્યારે મહાત્માએ કહ્યું કે તે ચોરપુત્ર કયે રસ્તે થઈને જાય આવે છે. એટલે લોકોએ તેનો જવા આવવાનો રસ્તો મહાત્માને બતાવ્યો. મહાત્મા રસ્તાની વચ્ચે બેસી કથા વાંચે છે અને સર્વ લોકો કથા સાંભળે છે એવામાં તે રસ્તે ચોરપુત્ર આવ્યો તેણે છેટેથી કથા વંચાતી જોઈ ત્યાં તેને તેના માતપિતાનો ઉપદેશ યાદ આવ્યો તેથી કથાના કાંઈપણ શબ્દો ન સંભળાય તે માટે બંને કાનોમાં આંગળીઓ ઘાલી તે રસ્તેથી ચાલ્યો ગયો. ત્યારે મહાત્માએ ગામના લોકોને કહ્યું કે જુઓ તે કાંઈપણ સાંભળી ન શકે તેટલા માટે પોતાના બંને કાનોમાં આંગળી ઘાલીને ચાલ્યો માટે હવે આને કેવી રીતે ઉપદેશ સંભળાવવો. ત્યારે ગામલોકોએ યુક્તિ કરી તે રસ્તા ઉપર કાંટા વેર્યા અને મહાત્માને કહ્યું કે હવે જ્યારે કાનમાં આંગળી ઘાલી ચાલશે ત્યારે તેને પગમાં કાંટા લાગશે એટલે તે કાંટા કાઢવા કાનમાંથી આંગળીઓ બહાર કાઢશે જેથી આપનો કાંઈ પણ ઉપદેશ સાંભળશે. એ પ્રમાણે ગોઠવણ કરી મહાત્મા કથા વાંચે છે અને સર્વ લોકો સાંભળે છે ત્યાં ચોરપુત્ર કાનમાં

આંગળી ઘાલીને ત્યાંથી નીકળ્યો. જ્યાં મહાત્મા કથા વાંચે છે ત્યાં પહોંચ્યો કે તુર્ત બંને પગમાં કાંટા લાગ્યા. ચોરપુત્રે વિચાર્યું કે આજે કાંઇપણ દગો થયો છે એમ વિચાર કરી કાનમાંથી આગળીઓ બહાર કાઢી કાંટા કાઢવા લાગ્યો જેથી તેના કાન ખુલ્લા થઈ ગયા. તેથી તે વખતે તેણે મહાત્માના મુખથી એવું સાંભળ્યું કે દેવને આંખનું મટકું આવતું નથી તેમ તેમનો પડછાયો પણ પડતો નથી એ શબ્દો ચોરપુત્રે સાંભળ્યા અને કાંટા કાઢી ત્યાંથી એકદમ ચાલ્યો ગયો.

તે ચોરપુત્ર હંમેશાં ચોરી કર્યા કરે છે અને ઘણું દ્રવ્ય લાવી તેના માબાપને આપે છે. માબાપ પણ ઘણાં ખુશી થાય છે. એક વખતે તેણે રાજાના ખજાનામાંથી મોટી ચોરી કરી. રાજાએ ચોર પકડવાને ઘણા પોલીસ વગેરે મોકલ્યા પણ ચોરનો પત્તો લાગ્યો નહિ. તે શહેરમાં એક ચાલાક સ્ત્રી રહેતી હતી તેણે ઘણા ચોરો પકડી રાજા પાસે રજુ કર્યા હતા રાજાએ અંતે તે સ્ત્રીને બોલાવી અને કહ્યું કે મારા ખજાનામાંથી જેણે ચોરી કરી છે તે ચોરને પકડી આપો તો અમે તમને ઘણું ઇનામ આપીશું. ત્યારે તે સ્ત્રી બોલી કે ભલે મહારાજ હું ચોર પકડવાનો ઉપાય કરીશ એમ કહી તે સ્ત્રી રાજા પાસેથી શહેરમાં ગઈ ત્યાં જઇ શહેરના લોકોને પૂછે છે કે આપણા શહેરમાં કોઈ ચોર હોય એવો તમને શક છે? ત્યારે ઘણા માણસોએ પેલા ચોરપુત્રને બતાવ્યો અને કહ્યું કે તે ચોર છે પણ અમે કોઈ દિવસ ચોરી કરતાં જોયો નથી પણ તે ચોરી

કરી પોતાના કુટુંબનું ગુજરાન ચલાવે છે એમ સર્વ જાણે છે તેથી તે સ્ત્રી ત્યાંથી જ્યાં ચોરપુત્ર રહેતો હતો ત્યાં ગઇ. ત્યાં જઈ પાડોશીને પૂછયું કે આ ચોરપુત્રના ઇષ્ટદેવ કોણ છે અને તે કયા દેવને માને છે તે તમને ખબર હોય તો મને કહો. ત્યારે પાડોશીઓએ કહ્યું કે તે દેવીનો ભક્ત છે અને જ્યારે ચોરી કરવા જાય છે ત્યારે દેવીની માનતા માને છે. એ પ્રમાણે ચોરપુત્રની હકીકત મેળવી તે સ્ત્રી પોતાના ઘેર આવી.

આસો માસથી નવરાત્રી ચાલે છે, આજે આઠમ છે, દેવી ભક્તો આ દિવસે ઘણી ધામધૂમ કરે છે આજે એટલે આઠમને દિવસે તે ચતુર સ્ત્રીએ ચોરપુત્ર પકડવાને માટે દેવીનું સ્વરૂપ ધારણ કરી બે હાથની આંગળીએ બે સુંદર છોકરીઓને સાથે લઇ ચોરપુત્રને ત્યાં ગઈ ત્યાં દરવાજા પાસે જઇ બૂમ પાડી કે, મારો ભક્ત કયાં છે ? એ પ્રમાણે બૂમ પાડી. ચોરપુત્ર ઘરમાંથી ઊઠી બહાર આવ્યો અને આવીને જુએ છે તો દેવીને દીઠાં. એટલે તે દેવી બનેલી સ્ત્રીના પગમાં પડયો, અને ઘરમાં લઈ ગયો. દેવીને તથા દેવી સાથે જે બે બાળાઓ છે તેને સુંદર આસન બીછાવી દઇ તે ઉપર બેસાર્યાં. ચોરપુત્રે વિચાર કર્યો કે આજે અષ્ટમી છે જેથી દેવી મારા ઉપર પ્રસન્ન થઈ મને દર્શન દેવા માટે આવ્યાં છે, તેથી તે હાથ જોડીને બોલ્યો કે હે માજી! આપે આજે મને દર્શન આપી કૃતાર્થ કર્યો છે. ત્યારે દેવી બોલ્યાં કે, તમે મારી માનતા

કરી ઘણી ચોરી કરો છો, પણ મારો ભોગ આપતા નથી. હું તમારા ઉપર પૂર્ણ કૃપા રાખું છું માટે કહો તમે રાજાના ખજાનામાંથી કેટલું દ્રવ્ય લાવ્યા, અને તેમાંથી મારો ભોગ શું લગાવ્યો. એટલામાં ચોરની નજર દેવીની આંખ તથા પડછાયા ઉપર ગઈ. દેવીની આંખને તેણે મટકું મારતાં જોયું, તથા પડછાયો પણ જોયો, તેથી તેને શંકા ઉત્પન્ન થઇ કે, મહાત્માના મુખથી મેં સાંભળ્યું છે કે દેવનો પડછાયો ન હોય તેમ દેવ આંખનું મટકું પણ મારતા નથી, માટે આ દેવી નથી પણ કોઇ રાજદૂતી, દેવી બનીને મારી ચોરી પકડવા આવી છે. કે મને ઇષ્ટદેવ સમજી મારી પાસે સાચું બોલશે, પણ આ દેવી નથી માટે જુઠું બોલી હું તેણે પણ ઠગું તેને પણ એમ માલૂમ ન પડવા દઉં કે, આ મારી પાસે જુઠું બોલે છે અને ચોરી પણ સાબીત ન થવા દઉ. એ પ્રમાણે વિચાર કરી વધારે ઢોંગી ભક્તિ કરવા લાગ્યો. અને દેવીને કહેવા લાગ્યો કે હે માજી! હું તમારો ભક્ત છું. તમારી માનતા કરી ચોરી કરી મારા કુટુંબનું રક્ષણ કરું છું, પણ તેણે વિચાર કર્યો કે, રાજાની ચોરીને એક માસ થયો છે એ વિચાર કરી તે બોલ્યો કે, માજી હમણા તમારી મારા ઉપર અકૃપા છે, કારણ કે છ માસ થયાં કંઇથી કાંઇ પણ દ્રવ્ય મળ્યું નથી. એમ કહી દેવીને વસ્ત્ર આભૂષણ ચડાવી દ્રવ્યની ભેટ કરી ચરણમાં પડ્યો. પછી દેવીને વિદાયગીરી આપી. દેવી પણ તેના ઉપર ખુશી થઇ ચાલી ગઈ. દેવીએ પોતાના મનમાં વિચાર કર્યો કે, આ ચોરપુત્રે રાજાની ચોરી કરી નથી, કારણ કે હું

એની ઇષ્ટદેવી બનીને ગઈ અને મને પોતાની ઇષ્ટદેવી સમજીને સત્કાર કર્યો. માટે જો તેણે રાજાની ચોરી કરી હોત તો મારી પાસે માની જાત. માટે આ રાજાનો ચોર નથી, એમ વિચાર કરી રાજા પાસે આપી અને રાજાને કહેવા લાગી કે જે ચોર ઉપર દુનિયાનો તથા મારો શક હતો તે ચોરે તમારી ચોરી કરી નથી તેની મેં સંપૂર્ણ તપાસ કરી છે. એમ કહી બનેલી હકીકત કહી સંભળાવી. 'રાજાને પણ નક્કી થયું કે એ ચોરપુત્રે આપણી ચોરી કરી નથી.

હવે ચોર પોતાના માતપિતા પાસે ગયો, અને હાથ જોડી બોલ્યો કે આજથી તમારો અને મારો કાંઇ સંબંધ નથી. તમે મારાં માતપિતા નથી પણ શત્રુ છો, તમે મને સાધુ, બ્રાહ્મણનો સત્સંગ કરવાની ના કહી હતી. હું પણ મૂર્ખ કે મેં પણ તમારા કહેવા પ્રમાણે માન્યું, પણ મેં સાધુ બ્રાહ્મણના અશ્રધ્ધાથી બે શબ્દો સાંભળ્યા હતા તે શબ્દોએ મને આજે રાજાની ફાંસીએથી બચાવ્યો એમ કહી જે જે હકીકતો બની હતી તે સર્વ તેના માતપિતાને કહી સંભળાવી ત્યારબાદ ચોરી કરવાની પ્રતિજ્ઞા કરીને સાધુ, બ્રાહ્મણનો સત્સંગ કરવા લાગ્યો.

હે સદ્‌ગૃહસ્થો! અશ્રધ્ધાથી કથાના બેજ શબ્દો સાંભળવાથી પણ ચોરપુત્રને કેટલો બધો ફાયદો થયો અને ફાંસીમાંથી બચ્યો માટે તમે શ્રધ્ધાથી કથા, વાર્તા, સત્સંગ કરશો તો તમને કેટલો લાભ થશે તેનો વિચાર તમારેજ કરવાનો છે.

---

૨૧

એક મોટું પીપળાનું ઝાડ છે. તે ઝાડમાં સોનેરી પાંખ વાળાં બે સુંદર પક્ષી બેઠાં છે અને તે બન્ને મિત્રો છે. તે બન્ને પીંપળાના ઝાડની એકજ ડાળીમાં રહે છે. બેમાંથી એક પીંપળાનાં ફળ ખાય છે અને એક તે ખાય છે તેને જુએ છે. આતો દૃષ્ટાન્ત છે. આગળ સાંભળો. આ શરીરરૂપી ઝાડ છે. આ શરીરમાં બુદ્ધિ એજ માળો છે. તે બુધ્ધિરૂપી માળામાં જીવ તથા ઈશ્વર બન્ને રહે છે. ને બન્ને બુધ્ધિરૂપી માળામાં બેસી જીવ પોતાના પૂર્વ કર્મનાં ફળ, સુખદુઃખ ભોગવે છે અને ઇશ્વર રાક્ષીરૂપથી તેને જુએ છે અને કહે છે કે તમે જેમ કર્યું તેમ તમે ભોગવો.

હે સદ્‌ગૃહસ્થો ! આ જીવ, જે પાછલા જન્મમાં સારાં બુરાં કર્મ કર્યાં હશે તેનું આ જન્મમાં ફળ ભોગવે છે. આ શરીરમાં પણ જેવાં કર્મ કરશે તેવાં કર્મનું ફળ આગળ ભોગવશે. ઇશ્વર કોઈનું ભલું બુરૂં કરતા નથી. જેવું જેનું કર્મ છે તેવું તેને ફળ આપે છે. ઇશ્વર તો બધા કર્મનો સાક્ષી છે.



## ૨૨

એક ભરવાડ હતો તે જંગલમાં ઘેટાં ચરાવતો હતો. ઘેટાં ચરાવતાં ચરાવતાં તેને જમવાજવાનો વખત થયો. તો જ્યાં ઘેટાં ચરાવતો હતો ત્યાં એને મનમાં આવ્યું કે અહીં કોઈ માણસ હોય તો તેને ઘેટાં સપુરત કરી જમી આવું. એટલે તે ઘેટાં સાચવશે અને સાચવવાના બદલામાં તેને હું એક લંગડી ઘેટી આપીશ. એટલામાં આમ તેમ જોતાં તેણે એક ખેડુત ખેતરમાં કામ કરતો જોયો. જોતાં મનમાં વિચાર થયો કે આને ઘેટાં સપુરત કરીને હું જમી આવું. એમ વિચાર કરીને ખેડુત પોતાના ખેતરમાં કામ કરતો હતો ત્યાં ભરવાડ પહોંચ્યો અને તેની પાસે ઊભા રહીને કહ્યું કે આ મારાં ઘેટાં તમે સાચવશો અને તેને કોઇ શિયાળ વગેરે નુકશાન નહીં કરશે તેમજ ઘેટાં કોઇના ખેતરમાં નહીં પેસશે તો હું તમને એક લંગડી ઘેટી આપીશ. એમ તેને કહીને પોતાના મનમાં નિશ્ચય કીધો કે એને કહી દીધું છે એટલે એ ખેડુત ઘેટાં સંભાળશે. એમ સમજીને ઘેટાંને જંગલમાં મૂકીને ઘેર જમવા ચાલી ગયો. જમીને ૪ કલાક રહીને પાછો ઘેટાં ચરતાં હતાં ત્યાં આવ્યો ઈશ્વર ઇચ્છાથી ત્યાં જોયું કે ઘેટાંને કોઈ શિયાળ આદીએ નુકશાન કીધું નહોતું તેમ કોઇના ખેતરમાં ગયાં પણ નહીં હતાં. આનંદમંગળથી ચરતાં હતાં. એવું તેણે જોયું એટલે મનમાં વિચાર કીધો કે એણે મારા ઘેટાંની રક્ષા કરી છે તેથી એને કહ્યા મુજબ લંગડી ઘેટી

આપી આવું. તેથી લંગડી ઘેટીને લઈ તે ખેતરમાં ખેડુત પાસે પહોંચ્યો અને કહ્યું કે હું તમને કહ્યા મુજબ મારાં ઘેટાંની રક્ષા કર્યા બદલ આ લંગડી ઘેટી આપું છું તે લો. તેટલામાં તે ખેડુત પણ બોલ્યો કે હમે તમારા ઘેટાંની પાસે ગયા હતા નહીં હમે તમારી ઘેટીની ટાંગ તોડી નથી. હું તો ખેતરમાં કામ કર્યા કરૂં છું. હું દીકરાના કસમ ખાઈને કહું છું કે તમારી ઘેટીની ટાંગ મેં તોડી નથી જેણે તમારી ઘેટીની ટાંગ તોડી હોય તેનો દીકરો મરી જાય. મેં તો ટાંગ તોડીજ નથી. એટલામાં ભરવાડ બોલ્યો હું તો લંગડીજ ઘેટી તમને આપીશ. એ તો તમને પહેલાંથી કહ્યું હતું કે મારાં ઘેટાં સાચવશો તો હું તમને લંગડી ઘેટી આપીશ. તે મુજબ આ લો. તમે કહો છો કે હું સારી ઘેટી લઇશ તે મુજબ હું આપીશ નહીં. એ માંહોમાંહી બન્ને તકરાર કરવા લાગ્યા. ભરવાડ કહે કે લંગડી ઘેટીજ આપીશ અને ખેડુત કહે કે તારી ઘેટીની ટાંગ તોડી હોય તેનો દીકરો મરી જાય. તેટલામાં ત્યાં આગળ રસ્તામાં એક જણને ઘોડા પર બેસીને ઘેટાંવાળાએ આવતાં જોયો અને પછી ખેડુતને કહ્યું કે ચાલો તેની પાસે આપણે જઇને ન્યાય કરાવીએ પછી બને તે ઘોડાવાળા પાસે પહોંચ્યા. જ્યારે ઘોડાવાળા પાસે તે બન્ને ગયા ત્યારે ઘોડાવાળો પણ ઘોડાપરથી નીચે ઉતરી પડયો. પેલો ભરવાડ ઘોડાવાળાને કહે છે કે તમે અમારા બેનો ખુલાસો કરો. મેં ખેડુતને કહ્યું હતું કે તું મારાં ઘેટાં સાચવશે તો હું લંગડી ઘેટી આપીશ તે પ્રમાણે આપું

છું તેને તે લેતો નથી અને તે સારી ઘેટી માગે છે. મેં લંગડી ઘેટીની શરત કરી હતી તો હવે એને સારી ઘેટી કેમ આપીશ. એમ જ્યારે ભરવાડે કહ્યું ત્યારે ઘોડાવાળો બોલ્યો કે હમે તમારી ઘોડી ચોરી નથી. આ તો હમારી ઘરનીજ ઘોડી છે. તમને એમાં કાંઇ શંકા હોય તો હમારે ગામ જઈ લોકોને પૂછી જુઓ એટલે ખાત્રી થશે અમે તમારી ઘોડી ચોરી નથી. આ તો હમારા ઘરની ઘોડી છે એમ જ્યારે ઘોડાવાળો બોલ્યો ત્યારે ફરી ભરવાડ બોલ્યો કે ના હું ખેડુતને લંગડીજ ઘેટી આપીશ. સારી ઘેટી આપીશ નહીં. પછી ખેડુત બોલ્યો કે એની ઘેટીની ટાંગ તોડી હોય તેનો ટીકરો મરી જાય. હમે તો એની ઘેટીની ટાંગ તોડી નથી હું તો ખેતરમાં કામ કરતો હતો મારે એના ઘેટાની તરફ જવા ની શી જરૂર હતી! એમ ત્રણેએ પોતપોતાની સમજ પ્રમાણે જવાબ આપ્યા. એટલામાં એક ઊંટવાળો ત્યાં આવી પહોચ્યો. તેની પાસે પાંચ છ ઊંટ હતાં. ઊંટ લઇને તે જતો હતો એટલામાં તે ત્રણે ઊંટવાળા પાસે ગયા કે ઊંટવાળો ન્યાય કરશે. અને ઊંટવાળાની પાસે પેલા ભરવાડે જઈને કહ્યું કે હમે એને લંગડી ઘેટી આપવા કહી હતી તે ખેડુત લેતો નથી. અને સારી ઘેટી માંગે છે ત્યારે ખેડુતે કહ્યું કે મેં એની ઘેટીની ટાંગ તોડીજ નથી. હું તો એની પાસેજ ગયો નથી. પછી ઘોડાવાળો બોલ્યો કે આ ઘોડી હમારા ઘરની છે. હું કોઈની ચોરીને લઇ આવ્યો નથી. ઊંટવાળો કહે છે કે હું તમારૂં ઊંટ ચોરીને લાવ્યો નથી, એ ઊંટો હમારા ઘરનાંજ છે. તમને એમાં શંકા

હોય તો હમારે ગામે જઇને ખાત્રી કરો કે એ ઊંટો હમારાં છે કે નહીં. વળી તમારાં હોય તો તપાસીને ખાત્રી કરી લો. એમ ચારે જણાં આપસમાં પોતપોતાની સમજ પ્રમાણે જવાબ આપે છે. તેટલામાં એક સ્ત્રી આગળ રસ્તામાં જતી હતી, તેને જોઇને ચારે જણા ત્યાં પહોંચ્યા કે તે ન્યાય કરશે. ત્યાં જઇને પહેલાં ભરવાડ બોલ્યો કે તમે હમારા ચારેનો ન્યાય કરી આપો. એમ કહીને ભરવાડે પહેલું કહ્યું કે મેં ખેડુતને મારાં ઘેટાં સાચવવાના બદલામાં લંગડી ઘેટી આપવાનું કહેલું ને તે લેતો નથી અને સારી ઘેટી માંગે છે. પછી ખેડુતે કહ્યું કે મેં એની ઘેટીની ટાંગ તોડીજ નથી. મેં તો એની ઘેટીની તરફ જોયુંજ નથી. પછી ઘોડીવાળાએ કહ્યું કે આ ઘોડી હમારા ઘરજ છે. હું કોઇની ચોરીને લઇ આવ્યો નથી. પછી ઊંટવાળાએ કહ્યું કે હું કોઇનો ઊંટ ચોરી લાવ્યો નથી; એ તો હમારા ઘરનાંજ છે તે સ્ત્રીએ ચારેના જવાબ સાંભળીને વિચાર કીધો કે એ ચારે સખસ બહેરા છે. એ ચારેમાં ઝગડાનું મૂળ ઘેટી અને તેનો ભરવાડ છે તેમ સમજીને વિચાર કીધો કે આ ભરવાડનું મન સંતોષ કીધું હોય તો બધાનો નીકાલ સહેજ થઈ જશે તેથી સ્ત્રીએ ભરવાડને કહ્યું કે તમે ઘેટી મને આપીને ચાલ્યા જાઓ. ભરવાડ ઘણો ખુશી થયો કે આપણે જે ધાર્યું હતું તેજ થયું. લંગડી ઘેટી આપવી પડી છે. સારી ઘેટી આપવી પડી નથી. એમ મનમાં સમજીને ખુશી થઇને ઘેટી આપીને ચાલી ગયો. તેટલામાં ઘેટી સ્ત્રીને આપતાંજ મરી ગઇ તેમજ સ્ત્રીએ ખેડુતને

કહ્યું કે તમે પણ ચાલ્યા જાઓ. તે પણ ખુશી થઇને ચાલ્યો ગયો. પછી ઘોડાવાળાને કહ્યું કે તમે પણ પોતાની ઘોડી લઇને ચાલ્યા જાવ. તે મુજબ તે પણ ખુશી થઇને ચાલ્યો ગયો. પછી ઊંટવાળાને પણ રજા આપી તેથી તે પણ ઊંટ લઇને ખુશી થતો ચાલ્યો ગયો.

તાત્પર્ય એ છે કે જીવ પોતાની ગેરસમજથી પોતે પોતાનુ બગાડે છે. ઘેટીવાળો પોતાનું નુકસાન કરીને પોતે ખુશી થયો; સમજવાનો ભાવ એ છે કે ઘેટી અવિદ્યા રૂપ હતી. ન્યાયકર્તા સ્ત્રીને વિદ્યારૂપ જાણવી તે વિદ્યાની પ્રાપ્તિ થતાં અવિદ્યાથી રહી શકાયજ નહીં. ભરવાડને મન સમજવું. ખેડુતને કુસંગ સમજવો. ઘોડાવાળાને અભિમાન સમજવો. ઊંટવાળાને જીવ સમજવો.

સ્ત્રીરૂપી વિદ્યા નહીં મળે ત્યાં સુધી ઘેટી રૂપી અવિદ્યા નિવૃત્ત થાય નહીં. જ્યાં સુધી ઘેટી રૂપી અવિદ્યા નિવૃત્ત નહીં થાય ત્યાં સુધી મન શાંત થાય નહીં અને મન શાંત થાય નહીં ત્યાં સુધી ખેડુત રૂપી મૂર્ખતા દૂર થાય નહીં અને જ્યાં સુધી ખેડુત રૂપી મૂર્ખતા દૂર થાય નહીં ત્યાં સુધી ઊંટવાળા રૂપી જીવને શાંતિ થાય નહીં.



૨૩

### દોહા.

ભક્તી વસ્ત્ર જબ ધરી ત્રીયા, ભૂલિ ગઈ તબ તનકા વસ્ત્ર
આયો પતિ જબ બોલી પડી, ગઇ ભક્તિ તબ ધરિ વસ્ત્ર.
મૂર્ખ વિદુર તુમ કાંહી કહા, વસ્ત્ર પૈરિમમ ભકતીકા,
નહી નંગીકો નંગી કેરી ગંવાઇ ભક્તિ તુમ ઉનકા.

ભાવાર્થ—જે વખતે મહાભારત થયું તે વખતે ભગવાન શ્રી કૃષ્ણજી સલાહ કરવાને માટે રાજા દુર્યોધનની પાસે ગયા અને તેમણે કહ્યું કે હે દુર્યોધન તમે શા માટે લડો છો. પાડવ તથા તમે સલાહ કરો અધું રાજય તમારૂં રહ અને [illegible] પાંડવને આપો અને [illegible] આપવાની ઇચ્છા ન હોય તો પાંચ ભાઈને પાંચ ગામ આપી દો અને બધું રાજય તમે કરો. તમે બે ભાઇઓ આપસમાં શા માટે લડો છો. એવી રીતે ભગવાન્ શ્રીકૃષ્ણજીએ રાજા દુર્યોધનને કહ્યું ત્યારે રાજા દુર્યોધને જવાબ આપ્યો કે અહીંયી ચાલ્યા જાઓ. સલાહ કરવાને વાસ્તે આવ્યા છો પણ હું પાંડવોને સોયની અણી જેટલી પણ જમીન આપીશ નહીં. ત્યારે પાંચ ગામની વાત શા વાસ્તે કરો છો. જ્યારે આવી રીતે રાજા દુર્યોધને કહ્યું ત્યારે ભગવાન્ શ્રી[illegible] [illegible] કેમ થઇ ગઈ છે જો તું કહે છે કે હું સોયની અણી જેટલી પણ જગા આપીશ નહીં તે વાત ઘણી અધર્મની છે કે કોઇને

ધર્મ પ્રમાણે થતો હક્ક આપવો નહીં. ત્યારે રાજા દુર્યોધને કહ્યું કે હે ભગવાન્! હું ધર્મને જાણું છું પણ ધર્મમાર્ગમાં મારી પ્રવૃત્તિ થતી નથી અને અધર્મને પણ હું જાણું છું કે અધર્મ કરવાથી મોટું દુઃખ થાય છે તોપણ અધર્મથી મારી નિવૃત્તિ થતી નથી; હું જાણું કે પાંડવો મારા ભાઈ છે અને અડધું રાજ્ય એમનું છે. અને અડધા રાજ્યનો હક્કદાર છું. એવું હું જાણું છું તો પણ મારૂં મન એવું કહે છે કે પાંડવોને કંઈ આપવું નહીં. હું પરાધીન છું. મારા હૃદયમાં કોઈ દેવ બેઠો છે અને તે કહે છે કે પાંડવોને રાજ્ય શા માટે આપવું એવી મને પ્રેરણા કરે છે. એવું દુર્યોધનનું કહેવું ઠીક હતું કારણ કે શ્રીકૃષ્ણ ભગવાન્ દુર્યોધનની બુદ્ધિમાં બેસીને તેની પાસે એ વાત કહેવડાવતા હતા ભગવાને વિચાર કીધો કે નીતિથી યુદ્ધ કરવું જોઈએ તેથી ભગવાન દુર્યોધનની પાસે પાંડવો તરફથી સલાહ કરવાને ગયા; ભગવાને વીચાર કીધો કે હું સલાહ કરવાને વાસ્તે નહીં જાઉં તો લોક મને કહેશે કે આપ શ્રી ભગવાન જો સલાહ કરાવી આપો તો મહાભારતમાં શા માટે લડાઈ થાય હવે જો બન્નેની સલાહ કરાવી આપું તો મહાભારતનું યુદ્ધ થાય નહીં; તેથી કરીને એવું કરવું જોઈએ કે હું સલાહ કરવા જાઉં અને દુર્યોધનની મતિને ફેરવી દઉં જેથી દુર્યોધન સલાહ કરશે નહીં એટલે હમને લડાઈનું બ્હાનું મળી જશે એવા અભિપ્રાયથી ભગવાન્ દુર્યોધન પાસે ગયા અને દુર્યોધનની મતિ ફેરવી નાંખી. તેથી દુર્યોધને કહ્યું કે હું સોય ની અણી

ેટલી પણ જગા આપીશ નહીં અને ભગવાન્નો નિરાદર
ાણુ કીધો. ત્યારે ભગવાન્ દુર્યોધન ઉપર નારાજ થઈને વિદુર
ક્તને ઘેર ગયા તે દિવસે ભગવાન્ દુર્યોધનને ત્યાં પરોણા
હ્યા. દુર્યોધનના ઘરમાં બાવન શાક અને છત્રીશ પદાર્થ ભગ-
ાન્ને માટે બનાવ્યા હતા છતાં ભગવાન્ નારાજ થઇને વિદુર
ાક્તને ઘેર ગયા. જમવાનો જે વખત હતો તે વખતે ભગવાન્
િદુર ભક્તને ઘેર ગયા. તે વખતે વિદુર ભક્ત સ્નાન કરવાને
ાટે બહાર ગયા હતા અને તેની સ્રી ઘરની અંદર નગ્ન નહાતી
તી. તેવા વખત પર ભગવાન્ પણ વિદુર ભક્તને ઘેર પહોં-
યા. ભગવાન વિદુરના ઘરમાં અંદર ચાલ્યા ગયા. વિદુર
ાક્તની સ્રી નગ્ન નહાતી ભગવાને જોઈ તથા ભગવાને પણ
ને જોઇ. ભગવાનને જોઇને સ્રીના મનમાં ઘણો પ્રેમ ઉત્પન્ન
યો અને પ્રેમમાં એટલી બધી મગ્ન થઈ ગઈ કે વસ્ત્ર પહે
ાનું તથા હાથ જોડવાનું ભાન પણ ભૂલી ગઈ અને કહેવા લાગી
હે મહારાજ! તમે બેસો.હું આપને માટે જલ્દી રસોઈ બનાવું છું
ાવું કહીને રસોઇ બનાવવા લાગી ગઈ. ભગવાને વીચાર કીધો કે
ા ભક્તિથી વસ્ત્ર પહેરવાનું ભૂલી ગઇ છે. જો હું એને કહું કે
ત્ર પહેરો તો તે પણ ઠીક નહીં અને ન કહું તો પાણી
વાને વાસ્તે બહાર કુવા પર નગ્ન જશે તો દુનીયાં એને
ગ્ન દેખશે તેથી ભગવાન્ કૃષ્ણચંદ્રજી ઘરના ઓટલા પર
ઠા. જ્યારે વિદુરની સ્રી નગ્ન સ્થિતિમાં રસોઈ બનાવવા
ાટે હાથ પર ઘડો લઇને બહાર જવાની ઇચ્છા કરતી હતી
ટલામાં ઘરની અંદર પાણીનો ભરેલો ઘડો મળ્યો; પછી

ચુલા આગળ નગ્ન સ્થિતિમાં રસોઈ બનાવવા લાગી, એટલામાં વિદુર ભક્ત સ્નાન કરીને આવ્યા અને દૂરથી ભગવાનને ઓટલા પર બેઠેલા જોયા અને જોઈને પોતાના મનમાં ખ્યાલ કીધો કે ભગવાન્ હમારે ઘેર આવેલા છે અને હમારી સ્રીએ ભગવાનને બેસવાને માટે સારી જગા પર આસન પણ આપ્યું નથી. ભગવાન હમારા ઓટલાપર છોકરાની માફક બેઠા છે અથવા નોકરની માફક બેઠા છે. જ્યારે વિદુર પોતાને ઘેર આવ્યા અને જલ્દી આવીને ઓટલા પર બેઠેલા ભગવાન્‌ને જોઈને [illegible] પ્રણામ કીધા પછી ઘરમાં આવીને જુએ છે તો પોતાની સ્રી નગ્ન થઈને શાક બનાવી રહી છે. સ્રીને [illegible] કે [illegible] ?
[illegible], તું નાગી [illegible] કેમ રસોઈ બનાવે છે. જોતી નથી કે તારી [illegible] બેઠા છે. તને લાજ આવતી નથી. ભગવાનને બેસવાને માટે સારી જગ્યા પણ આપી નહીં. જ્યારે આવી વાત વિદુરભક્ત બોલ્યા ત્યારે વિદુરની સ્રીને માલમ પડયું કે હું નગ્ન છું. પછી વસ્ત્ર પહેરીને ઘણી શરમાઈ ગઈ. પહેલાં ભગવાનની સાથે વાતચીત કરવા લાગી પછી તેને માલમ પડયું કે હું ભગવાનની આગળ નગ્ન ફરતી હતી ત્યારપછી ભગવાનને જોઈને શરમાઈ ગઈ અને ધણીથી પણ થોડી થોડી ડરવા લાગી, કારણ કે તેના મનમાં [illegible] કે [illegible] શું [illegible]

જ્યારે આવું દુઃખ વિદુરની સ્રીને થયું ત્યારે દયાળુ ભગવાન બોલ્યા કે તું શું મૂર્ખ છે! તેં શા વાસ્તે

કહ્યું કે તું (સ્ત્રી) શા માટે નાગી ફરતી હતી તને લાજ આવતી નથી. તેણે (સ્ત્રી) મારી ભક્તિરૂપી વસ્ત્ર પહેર્યું હતું. તારા કહેવાથી તેને માલમ પડયું કે હું નાગી છું પછી એણે વસ્ત્ર પહેર્યું. હવે મારી ભક્તિને તો તમે નસાડી મૂકી છે. પહેલાં મહારી ભક્તિથી વસ્ત્રને ભૂલી ગઈ હતી અને ઘણા આનંદમાં રહી હતી; હવે એને શરમ આવી ગઇ છે. ભક્તિ તથા જ્ઞાનમાં જે મગ્ન થઇ જાય છે તે સ્ત્રીપુરૂષ લજ્જાને ભૂલી જાય છે. જેવી રીતે નીશાવાળો આદમી નીશો કરે છે તે વખતે તેને સારૂં અથવા નઠારૂં જ્ઞાન રહેતું નથી. તેવી રીતે જ્ઞાની તથા ભક્તને પણ ભક્તિની લહેરમાં ખબર રહેતી નથી કે જે વખતે પ્રભુની ભકિત હૃદયમાં વાસ કરીને રહે છે તે વખતે દુનીયાના વહેવારોની કુશળતા રહેતી નથી.



૨૪

દોહા.

શિવરી મનમાં રામ ધરિ, ભૂલી ગઇ સબ કાજ,
બેરક દુનીઆ નિત ધરૈ, પ્રભુ પધારૈ આજ.

ભાવાર્થ—જે વખતે રામજી વનવાસમાં રહ્યા હતા તે વખતે તે જંગલમાં એક શિવરી નામની ભીલડી રહેતી હતી. તે સ્ત્રીને પરમેશ્વરકૃપાથી તે જંગલમાં કોઈ ઋષિ મુનિ મળી ગયા. તે મુનિએ કહ્યું કે અરે સ્ત્રી, તું કોણ છે? ત્યારે તે

ઓ બોલી કે હું ભીલડી છું. મારૂં નામ શિવરી છે, પછી તે મુનીએ કહ્યું કે હે શિવરી, આ વનમાં રામજી આવ્યા છે, તે ભગવાન્ રામચંદ્રજી તારી પર્ણશાળા અથવા ઝુંપડીમાં આવે છે. તારે તેમની જરૂર સેવા કરવી. મહાત્માના એવાં વચન સાંભળીને શિવરીએ પોતાના મનમાં રામજીની સ્થાપના કરી તેમની સેવા ભક્તિમાં તત્પર થઇ ગઇ. શિવરીએ પોતાના મનમાં ખ્યાલ કીધો કે આજે શ્રી રામચંદ્રજી મારી ઝુંપડીમાં પધારશે. તેમને માટે ખાવા પીવાનો બંદોબસ્ત કરૂં. એવા વિચારથી શિવરી બોરના જંગલમાં ગઈ ત્યાં જઇ બોર રાખવા માટે ખાખરાના પાતરાંના ત્રણ સારા દડીઆ બનાવ્યા અને ઝાડપરથી બોર તોડીને પેલા દડીઆમાં ભરે છે. પહેલાં બોર ચાખીને પછી તેને દડીઆમાં ભરે છે. ચાખવામાં જે બોર મીઠા લાગે તે રામ-લક્ષ્મણને માટે રાખે છે અને જે બોર ખાટાં લાગે તે પોતે ખાય છે. આવી રીતે દરરોજ ઘણાં પ્રેમથી બોરના દડીઆ ભરે. છ માસ થઈ ગયા તો પણ રામજી આવ્યા નહી. તો પણ શિવરીનો પ્રેમ ઘટ્યો નહી. પછી આવ્યા ત્યારે શિવરીનો પ્રેમ રામચંદ્રજી ભગવાન્ અંતર્યામીને જોઈને લક્ષ્મણને કહ્યું કે હે લક્ષ્મણ! આ જંગલમાં હમારી એક ભક્ત છે તે હમારી સેવા ઘણા દિવસથી કરે છે. આજે તેને ત્યાં જરૂર જવું જોઇએ. આમ કહીને ભક્ત વત્સલ પરમ દયાળુ શ્રી રામજી ભીલડીની ઝુંપડીમાં પધાર્યા, અને શિવરીને દર્શન દીધાં. ભાગ્યવતી શિવરીએ પ્રભુનાં દર્શન કીધાં. પછી ભગવાન્ આગળ પેલા બોરના દડીઆ ભોજન માટે મૂકયાં.

લક્ષ્મણની આગળ પણ હડીઓ બોરનો મૂકયો. શિવરીનાં આપેલાં બોર તો રામજી બધાં ઘણાં પ્રેમથી ખાઈ ગયાં અને કહ્યું કે બોરનાં ફળ ઘણાંએ દિવસ ખાધાં પણ આવાં મીઠાં બોર કદી ખાધાં નથી. ભગવાને શિવરીને પૂછયું કે આ બોર કયા ઝાડ પરથી લાવી તે હમને બતાવ. શિવરીએ ભગવાનને તે ઝાડ બતાવ્યું. રામજીએ તે ઝાડનાં બોર તોડીને ખાધાં તો તે બોરમાં એવો સ્વાદ આવ્યો નહીં. ફરી રામજીએ કહ્યું કે હે શિવરી તું તે ઝાડ ભૂલી ગઈ છે. શિવરીએ કહ્યું કે, નહી મહારાજ તે ઝાડ એજ છે પછી ભગવાને કહ્યું કે, હે શિવરી તું તારે હાથે બોર તોડીને આપ પછી શિવરીએ પોતાને હાથે બોર તોડીને રામજીને આપ્યાં. રામજીએ બોર ખાધાં તો મીઠાં લાગ્યાં. શિવરીનો પરમ પ્રેમ ભગવાન્‌માં હતો તેથી ભગવાને શિવરીનાં બોર ખાધાં અને તે ભગવાન્‌ને મીઠાં લાગ્યાં. ભગવાન્ પ્રેમના ભૂખ્યા છે. લાડુ માલપુડાના ભૂખ્યા નથી, આજકાલની ભક્તિ લાડુ માલપુડા તથા લુગડાં ઘરેણાંમાં છે. જ્યારે પોતાની મરજી લાડુ ખાવાની થાય છે ત્યારે ભગવાન્‌ના નામથી લાડુ બનાવે છે. જ્યારે વસ્ત્રની ઇચ્છા થાય છે ત્યારે ભગવાન્‌ના નામથી વસ્ત્ર માગે છે અને જ્યારે પૈસાનું કામ પડે છે ત્યારે ભગવાન્‌ને માટે શેઠ સાહુકાર પાસે સોના ચાંદીનાં ભૂષણ બનાવે છે અને એટલા ભોગ કર્યાથી પણ કદી પ્રભુનાં દર્શન થતાં નથી. શિવરીનો પ્રેમ હતો તો ભગવાને તેના જુઠાં બોર પણ ખાધાં. શિવરી છ માસ સુધી હરરોજ બોરના હડીઆ તૈયાર કર્યા કરતી હતી

પછી પ્રભુએ આવીને શિવરીનો મનોરથ પુરો કીધો અને શીવરી ભગવાનનાં દર્શન કરીને શુદ્ધ થઇ ગઇ અને ભીલ શરીરને છોડીને દેવલોક ગઇ. ઈશ્વરકૃપા વગર દૃઢ ભકિત તથા જ્ઞાન થતું નથી. સામાન્ય ભક્ત તો પ્રભુના સર્વે લોક છે.



૨૫

દોહા.

દેખી કાલ માર્કંડેય મુનિ, બાણુહી બાહુ લગાનિ,
સદા શંભુ રક્ષક મમ, ભાવ ભક્તિસે માની.

એક વખતે માર્કંડેય મુનિનાં માતા તથા પીતાએ વિચાર કીધો કે આપણા છોકરાની જન્મપત્રિકા કોઇ જોષીને બતાવવી જોઇએ. પુત્રની ગ્રહદશા કેવી છે અને વિવાહનો યોગ કયારે છે તે જોવડાવવા મર્કંડેયના માતાપતા જોષી પાસે ગયાં. જોષીને યથાશક્તિ ભેટ મૂકીને જોષીને પૂછયું કે હમારા પુત્રની જન્મપત્રિકા આપ જુઓ. હમારા પુત્રના ગ્રહ કેવા છે તથા વિવાહનો યોગ કયારે છે તે કૃપા કરીને કહો જોષીએ સારી પેઠે જન્મપત્રિકા જોઇને કહ્યું કે હે બ્રાહ્મણ તથા બ્રાહ્મણી ! તમારા છોકરાનું આવરદા થોડું છે. તમારા પુત્રની આવરદા ૧૬ વરસની છે. આ પ્રમાણે જોષીએ કહ્યું ત્યારે માર્કંડેય મુનિના માતા પિતા છોકરાની ઉંમર ૧૬ વરસની

સાંભળીને મૂર્છા પામી ગયાં. મૂર્છા ઉતરી ત્યારે તેમણે રડવા માંડયું અને જોષીને કહ્યું કે હે ભગવાન. એવો કોઇ ઉપાય હોય કે જેથી હમારા છોકરાની ૧૬ વરસની આયુ હઠી જાય તો બતાવો જોષીએ કહ્યું કે તમે શિવજીનું પૂજન છોકરા પાસે કરાવો અને મહામૃત્યુ જપના જપ કરાવો અને રોજ અભિષેક કરાવો તો તમારો પુત્ર અલ્પાયુષમાંથી બચી જશે. શિવજી પ્રસન્ન થઇ જશે તો તમારા પુત્રને મૃત્યુથી બચાવી લેશે. આવાં જોષીનાં વચન સાંભળીને માબાપે શિવપૂજનની વિધિ પૂછી અને જોષીનાં વચનમાં વિશ્વાસ કરીને ઘણા દુઃખ સહિત પોતાને ઘેર ગયા. ઘેર જઇને શોક કરવા લાગ્યા કે ઈશ્વરે ફકત એકજ પુત્ર આપ્યો છે તે પણ ૧૬ વર્ષની નાની ઉમરનો આપ્યો છે. હવે શોક કરવાથી પુત્ર બચવાનો નથી. પુત્ર પાસે શંકરની ઉપાસના કરાવવી જોઇએ. એવો વિચાર કરીને એક સુંદર શંકરના મંદિરમાં ગયાં, ત્યાં જઇને છોકરા પાસે પૂજા કરાવવા માંડી. દરરોજ માબાપ છોકરાને સાથે લઈ જઇને મંદિરમાં જતાં હતાં, અને પુત્ર પાસે શંકરનું પૂજન કરાવતાં હતાં. થોડા દિવસ બાદ માર્કંડેય મુનિનું આવરદા પુરૂં થઇ ગયું. યમના દૂત તેને લેવા આવ્યા. જે વખતે દૂત આવ્યા તે વખતે માર્કંડેય મુનિ ભયભીત થયા. અને બે હાથથી તેનું બાણુ પકડી લીધું. યમદૂત મંદિરમાં જઈ શકયા નહિ. યમદૂત ફરીને પાછા યમરાજ પાસે ગયા અને કહેવા લાગ્યા કે એ માણસ હમારાથી આવશે નહિ. એવી રીતે યમદૂતોએ કહ્યું ત્યારે યમરાજ ખુદ પોતે ગયા.

ત્યાં જઇને જુએ છે તો માર્કંડેય મુનિ મંદિરની અંદર બાણુને પકડીને બાણુને વળગી પડયા છે. બહાર આવતા નથી. યમ રાજે પછી ગુસ્સે થઇને માર્કંડેય મુનિપર કાળની પ્રાંસી છોડી તે વખતે બાણુને ફાડીને શંકર ભગવાન્ પ્રગટ થયા. પ્રગટ થઇને કાળને ત્રિશૂળ માર્યું અને કહ્યું કે જ્યાં લગી સૂર્ય ચંદ્રમાં રહેશે ત્યાં સુધીનું આવરદા હું માર્કંડેય મુનિનું આપું છું એની ભકિતથી હું પ્રસન્ન છું. શંકરે આવું કહ્યું ત્યારે કાળ હાથ જોડીને પાછો ચાલ્યો ગયો. આ બધો ભકિતનો પ્રભાવ છે.



૨૬

કર્મ શુભાશુભ દો બને, ફલ હૈ સુખ દુઃખ જીનકો,
બિના ભોગબે મિટે નહીં, ભોગ બરોબર હૈ તિનકે.

ભાવાર્થ–સુરસેન દેશમાં એક પ્રભાવતી નામની નગરી હતી તે નગરીમાં એક રાજા રહેતો હતો તેનું નામ રણુવી-રસિંહ બહાદુર હતું. તે રાજા બહુ ધર્મ કરતો હતો. હજારો બ્રાહ્મણ તથા સાધુ સન્તોને હંમેશાં ભોજન તથા વસ્ત્રનું દાન આપ્યા કરતો હતો અને દિલનો પણ ઘણો ઉદાર હતો તથા સુરસેન દેશમાં જે ધર્માત્મા પુરૂષો હતા તે ધર્માત્મા પુરૂષોમાં પહેલા નંબરનો ધર્માત્મા રાજા રણુવીરસિંહ બહાદુર

ગણાતો હતો તથા અધર્મી પણ એટલો હતો કે એ દેશમાં રણવીરસિંહ રાજા જેટલો અધર્મ કરતો હતો તેટલું પાપ કોઈ પણ કરતું નહીં હતું. સુરસેન દેશમાં જે વખતે પાપીજનોની ગણત્રી થતી તે વખતે તે રાજા રણવીરસિંહ પહેલા નંબરનો પાપી ગણાતો હતો. પાપ તથા પુણ્ય બન્ને કરતો હતો. પાપ પણ ઘણું કરતો હતો. અને પુણ્ય પણ બહુ કરતો હતો તેથી ધર્માત્મા તરીકે પણ પહેલે નંબરે હતો, રાજાએ પાપ અને પુણ્ય કર્મ બંને સરખાં કીધાં. જે વખતે રાજાની ૬૦ વરસની ઉંમર થઈ તે વખતે રાજાનું આયુષ્ય પણ પુરૂં થયું. રાજાના દેહનું પ્રારબ્ધ ક્ષીણ થયું એટલે તે વખતે રાજાને લેવા માટે રાજાના કરેલાં પુણ્ય અને પાપ બંને આવ્યાં અને બન્ને કહેવા લાગ્યાં કે ચાલો મહારાજ પધારો. પુણ્યે કહ્યું કે મહારાજ આપ સ્વર્ગમાં પધારો. આપના જેવા ધર્માત્માને માટે ઈશ્વરે સ્વર્ગલોક બનાવ્યું છે. આપે બહુ પુણ્ય કીધું છે. તેથી આપ સ્વર્ગમાં પધારો. આપે બહુ પુણ્ય કીધાં છે. તેનું ફળ આપ સ્વર્ગમાં જઇને ભોગવો. આપ લાખો વર્ષ સ્વર્ગ લોકમાં રહો અને સ્વર્ગ લોકમાં જવાથી આપને દિવ્ય શરીર મળશે અને સ્વર્ગ લોકમાં સદા યુવાવસ્થા આપની રહેશે. સ્વર્ગમાં કોઇને પણ વૃદ્ધાવસ્થા આવતી નથી. સ્વર્ગને સદા જુવાની રહે છે. સ્વર્ગમાં મૃત્યુ લોકની માફક તાવ વગેરે રોગ પણ લાગુ પડતા નથી, કારણ કે પુણ્યનુ ફળ સુખ ભોગવવા માટે પરમાત્માએ સ્વર્ગલોક બનાવ્યું છે તે સ્વર્ગલોકમાં આપ ચાલો. આપે ધર્મ ઘણો

કીધો છે તેનું ફળ સ્વર્ગ છે. હે રાજા આપે ઘણાં ધર્મકર્મ કીધાં છે તે હમે તમારા ધર્મકર્મ છીએ. આમ જ્યારે રાજાનાં પુણ્યકર્મે રાજાને સ્વર્ગમાં લઈ જવાને કહ્યું. ત્યારે રાજાનાં પાપકર્મ જે હતાં તેમણે પણ કહ્યું કે હે રાજા તમારાં પાપ કર્મ બહુ છે માટે તમે નરકમાં ચાલો. પાપી જીવને માટે ઈશ્વરે નરક લોક બનાવ્યું છે. જે જીવ બહુ પાપ કર્મ કરે છે તે નરકમાં જાય છે. આપે ઘણાં પાપ કર્મ કીધાં છે તેથી તેનું ફળ દુઃખ ભોગવવા માટે આપ નરકલોકમાં ચાલો હમે પણ આપનાં પાપકર્મ છીએ. આપને લેવા માટે આવ્યાં છીએ; તેથી આપ જલદી નરકલોકમાં પધારો. આવી રીતે રાજાનાં પુણ્ય તથા પાપ જ્યારે કહેવા લાગ્યાં ત્યારે રાજાને ઘણું આશ્ચર્ય લાગ્યું કે આ શું થઈ ગયું. રાજાને પછી તે વખતે માલમ પડયું કે આ મારાં પાપ અને પુણ્યકર્મ મને લેવાને આવ્યાં છે. એ બન્ને પાપ અને પુણ્યકર્મ મારાં કરેલાં છે. મેં જે પુણ્યકર્મ કીધાં છે તે મને સ્વર્ગલોકમાં લઈ જવાને માટે આવ્યાં છે. અને પામકર્મ મેં કીધાં છે તે મને નરકમાં લઇ જવાને માટે આવ્યાં છે. મારી મોટી ભૂલ થઈ કે મેં પાપકર્મ પણ ઘણાં કીધાં. જે વખતે એ પાપ કર્મ કીધાં તે વખતે મને ખબર રહી નહીં કે એ પાપકર્મ કરવાથી મને નરકલોક મળશે. જો મને આગળથી માલમ પડત તો હું પુણ્યકર્મ બહુ કરત અને પાપ થોડું પણ નહીં કરત. હવે મારે શું કરવું. એમ મનમાં રાજા પસ્તાય છે કારણ કે જીવ ગર્ભમાં રહે છે ત્યારે પોતાના પાછલા સો જન્મનાં શુભાશુભ કર્મ તેને બધાં

આગળ તરી આવે છે. એટલે જીવાત્મા પોતાના સો જન્મ સુધીનો હેવાલ જાણે છે તથા જે વખતે જીવાત્મા દેહ છોડે છે તે વખતે પણ જીવાત્માને પોતાની પાછલી કરણી માલમ પડી જાય છે એટલે પાછલા કર્મનું જ્ઞાન તેને થઇ જાય છે. જ્યાં સુધી સ્થૂલ શરીર આદિના અભિમાનથી મનુષ્ય જીવે છે, ત્યાં સુધી જીવાત્માને આગલા તથા પાછલા જન્મનું જ્ઞાન રહેતું નથી. એમ શાસ્ત્ર કહે છે આ વાત અહીંથી રહેવા દો હવે રાજાનાં પુણ્ય તથા પાપ કર્મ જે રાજાને લેવા આવ્યાં છે તેની હકીકત સાંભળો. રાજાનાં પુણ્ય તથા પાપ માંહો-માંહે લડવા લાગ્યાં. પાપ કહે છે કે હું એને નરકમાં લઇ જવાને અને પુણ્ય કહે, કે હું [illegible] સ્વર્ગલોક લઈ જઈશ. એ રાજાએ ઘણું પુણ્ય કીધું છે. રાજાને સ્વર્ગલોક લઇ જવાને પુણ્યકર્મ રાજાનું માથું પકડીને પોતાની તરફ ખેંચે છે. અને પાપ નરકલોકમાં લઇ જવા માટે રાજાના પગ પકડીને પોતાની તરફ ખેંચે છે. પુણ્ય સ્વર્ગલોક લઈ જઈ શકતું નથી. અને પાપ નરકલોકમાં લઇ જઇ શકતું નથી. કારણ કે પાપ તથા પુણ્ય બન્ને સરખાં છે.

પાપ અને પુણ્યમાંથી કોઈ જીત્યું પણ નહિ. અને કોઇ હાર્યું પણ નહિ. બન્ને મળીને બ્રહ્માજીની પાસે ગયા. અને ત્યાં જઇને બન્નેએ જગત્ પિતા બ્રહ્માજીને નમસ્કાર કીધા [illegible] પુણ્યલોક બનાવ્યું છે તથા પુણ્યનું ફળ સ્વર્ગલોક પણ બનાવ્યું છે. જે માણસ-પુણ્ય કરે છે તે સ્વર્ગલોકમાં જાય

છે. એવી આપની નીતિ બનાવેલી છે. એ આપની નીતિથી સ્વર્ગલોક રાજાને મળવો જોઇએ. આવી રીતે જ્યારે રાજાના પુણ્યે બ્રહ્માજીને કહ્યું ત્યારે બ્રહ્માજીએ પુણ્યને કહ્યું કે હે પુણ્ય! તમારૂં કહેવું ઠીક છે. આમ જ્યારે બ્રહ્માજી બોલ્યા ત્યારે રાજાનું પુણ્ય ખુશી થઇને શાંત થઇને બેસી ગયું.

રાજાનું પાપ પછી બ્રહ્માજીને કહેવા લાગ્યું કે હે પિતાજી! હું રાજાનું પાપકર્મ છું. આપે મને પણ બનાવ્યું છે. આપની એવી નીતિ છે કે જે માણસ બહુ પાપ કરે તે માણસ નરકમાં જાય; એવી આપની બનાવેલી નીતિ વેદમાં લખી છે. એ રાજાએ ઘણાં પાપકર્મ કીધાં છે. તેથી એ રાજાને જરૂર નરક મળવું જોઇએ આવી રીતે જ્યારે પાપે જગત્પિતા બ્રહ્માજીને કહ્યું ત્યારે બ્રહ્માજીએ પણ કહ્યું કે હે પાપ, તારૂં કહેવું પણ ઠીક છે એટલું કહીને બ્રહ્માજીએ પાપ અને પુણ્યને કહ્યું કે હું તમારા બન્નેનો ન્યાય કરૂં છું કે જે માણસ પુણ્ય ઘણું કરશે તે માણસ સ્વર્ગલોકમાં જશે અને જે માણસ પાપ બહુ કરશે તે નરકમાં જશે; અને જે માણસનાં પાપ તથા પુણ્ય બરાબર હશે તે માણસ મૃત્યુ લોકમાં જન્મ લઇને મરે છે ને પાછો જન્મ લે છે એવી હમારી નીતિ છે. એ વાત બ્રહ્માજીએ પાપ તથા પુણ્યને કહી અને પાપ તથા પુણ્યને એમ કહ્યું કે હું તમારી બન્નેની પરીક્ષા કરૂં છું કે તમે માંહોમાંહી મલ્લયુદ્ધ કરો. અને મલ્લયુદ્ધ કરવાથી જેની જીત થશે તેનું ફળ પહેલું મળશે અને જેની હાર થશે તેનું

ફળ પછી મળશે એમ જ્યારે બ્રહ્માજીએ કહયું ત્યારે પાપ અને પુણ્ય બન્ને માંહોમાંહી મલ્લયુદ્ધ કરવા લાગ્યાં તેમાં પુણ્યની જીત થઇ અને પાપ હાર્યું. ૧૬ આના પુણ્ય રહયું અને ૧૫।।। આના પાપ રહયું એટલે પાપ અને પુણ્યમાં થોડોજ ફેર રહયો. જ્યારે પાપપુણ્યની હાર જીત થઇ ગઈ ત્યારે બ્રહ્માજીએ પાપ પુણ્યને કહયું કે તમે બન્ને બરોબર છો. એ જીવને સ્વર્ગ કે નરક મળશે નહીં કારણ કે એનાં પાપ પુણ્ય સમાન છે. એ જીવને તમે મનુષ્ય શરીર આપો અને પાપ અને પુણ્ય બન્નેનું ફળ એજ શરીરમાં આપો. આવો ન્યાય જ્યારે બ્રહ્માજીએ પાપ પુણ્યને આપ્યો ત્યારે પાપપુણ્ય બન્ને માંહોમાંહી ભાઈ બનીને આવ્યા અને પાપે પુણ્યને કહ્યું કે તમારી જીત થઇ છે તમે એને સુખનું ફળ પહેલું આપો હું જાઉં છું. હું મોકા પર આવી જઇશ. એમ કહીને રાજાનું પાપ તો ચાલી ગયું અને પુણ્ય જે રહ્યું તે રાજાના આત્માની પાસે ગયું. અને વિચાર કરવા લાગ્યું કે એને કયાં જન્મ આપવો. એવો વિચાર કરીને પુણ્યે એ રાજાના આત્માને ચક્રવર્તી રાજાને ઘેર જન્મ આપ્યો. જ્યારે ચક્રવર્તી રાજાને ત્યાં જન્મ લીધો ત્યારે તે ચક્રવર્તી રાજાએ તે દિવસે એટલું તો દાન કીધું અને એટલો તો હર્ષ થયો કે તે વૈખરીવાણીમાં કહી શકાય નહીં. અને જે વખતે એ ચક્રવર્તી રાજાના છોકરાની ઉમ્મર પચ્ચીસ વર્ષની થઈ તે વખતે રાજગાદી તેના પુણ્યે તેને અપાવી જે દિવસે પુણ્યને લીધે રાજપુત્ર રાજગાદીએ બેસવાનો હતો

તે દિવસે તે માર્ગ ઉપર તેનું પૂર્વ જન્મનું પાપ પણ ત્યાં આવી પહોંચ્યું અને તે જુએ છે કે ત્યાં હજારો તોપ ફુટી રહી છે અને બ્રાહ્મણોને ગાયોનું દાન અપાય છે. તે રાજા થયા પછી કહેવા લાગ્યો કે આજે મને ચક્રવર્તી રાજ્ય મળ્યું છે. રાજા પોતાના મનમાં ઘણો ખુશી થઇ રહ્યો છે અને રાજાનું પૂર્વ જન્મના પુણ્યે પણ રાજાને કહ્યું કે તમે પૂર્વ જન્મમાં મારો સંચય કીધો હતો તેનું ફળ આજે તમને ચક્રવર્તીપણાનું મોટું પદ આપ્યું છે. હવે વળી તમે પુણ્યકર્મ કરશો તો આગલા જન્મમાં પણ તમને એવું મોટું પદ આપીશ. આવી રીતે જ્યારે પુણ્યે [illegible] કહ્યું [illegible] તે [illegible] તેજ વખતે એટલે જે દિવસે એને ચક્રવર્તીનું સિંહાસન મળ્યું તે દિવસે રાજાના પૂર્વ જન્મના પાપે પુણ્યને કહ્યું કે હે પુણ્ય ? તમે તો તમારૂં ફળ આપી દીધું છે અને એને ચક્રવર્તી રાજા બનાવી દીધો છે. તો હવે આપ મારી પણ તાકાત જુઓ. આજ જે દિવસે એ રાજા ચક્રવર્તીના ગાદીએ બેઠો તે દિવસથી એ રાજા જ્યાં સુધી સ્મશાન ભૂમિમાં જશે તે દિવસ સુધી હું એના શરીરમાં એવો રોગ ઉત્પન્ન કરીશ કે જેથી કોઈપણ રાજસુખ એનાથી ભોગવાશે નહીં. એવું કહીને રાજાનું પૂર્વ જન્મનું પાપ પોતે રોગ થઈને રાજાના શરીરમાં પેઠી ગયું. જ્યાં [illegible]
ભોગવાયું નહીં. રાજાનું પુણ્ય બળવાન હોવાથી ચક્રવર્તીના ઘરમાં જન્મ મળ્યો તથા ચક્રવર્તીની ગાદી પણ મળી પણ

રાજાના પૂર્વનાં પાપ બળવાન-હોવાથી ચક્રવર્તી રાજા હોવા છતાં ચક્રવર્તી રાજાનું સુખ ભોગવવા નહીં પામ્યો મતલબ એ છે કે માણસ જે પાપ અને પુણ્ય કર્મ કરે છે તે તેને જ ભોગવવાં પડે છે કારણ કે દુનિઆમાં પણ દેખીએ છીએ કે જે માણસ જેટલું કમાય છે તે પ્રમાણમાં તે ખરચ પણ રાખે છે અને જેવી રીતે કમાય છે તે પ્રમાણે તે ખાય છે અને વસ્ત્ર પણ પહેરે છે.



૨૭

દોહા.

खुशी होय नर पाप करे, फळ पाप न के भुलाय,
दुःख सन्मुख जो आय पडे, फिर पापी पस्ताय.

ભાવાર્થ—એક રાજા હતો તે પાપ બહુ કરતો હતો, ઘણા મહાત્મા તથા પંડિત, રાજાને સદુપદેશ કરે તોપણ રાજા પાપ કર્મ કરવું છોડે નહીં. રાજાની બધી ઉંમર પાપકર્મ કરવામાં વીતી ગઇ જ્યારે રાજાનો મરણ સમય આવ્યો ત્યારે તે ઘણો બીમાર પડયો તોપણ તેણે કશું પુણ્ય નહીં કીધું અને રાજાનું શરીર છુટી ગયું. તે વખતે રાજાના પાપકર્મ બધાં આવ્યાં અને કહ્યું કે હે રાજા હમે આપનાં કર્મ આપને લેવા આવ્યા છીએ તેથી આપ નરક લોકમાં ચાલો તે વખતે રાજાને પણ જ્ઞાન થયું કે મેં જે પાપ કીધાં છે તે મને લેવા માટે

આવ્યાં છે. રાજાનાં પાપ રાજાને પકડીને નરકમાં લઈ ગયાં; નરક પણ ઘણાં છે કુંભીપાક નામના નરકમાં રાજાને લઈ જઈને રાજાને છોડી દીધો. કુંભીપાક નરક વિષ્ટાના કુવા જેવું છે. જ્યારે રાજા કુંભીપાકમાં પડયો ત્યારે તેને પોતાના પાછલાં પાપ [illegible] યાદ આવ્યાં અને તે પોતના મનમાં પસ્તાઈને કહેવા લાગ્યો કે મેં ઘણી મૂર્ખતા કરીને પાપક [illegible] મ [illegible] વિદ્વાન લોકો સમજાવતા હતા પાન [illegible] નહીં તેથી હવે હું મારા કર્મ [illegible] ભોગવું છું. આવી રીતે જે વખતે રાજા નરકું પર [illegible] ને વખતે ધર્મરાજ પણ બધા પાપી જીવોને જે [illegible] બધા નરકોમાં ગયા, જે નરકમાં રાજા પડયો હતો ત્યાં [illegible] ધર્મરાજા આવ્યા. જેવી રીતે દુઃખી લોકોને જોવ ને ઇસ્પીતાલમા ડાક્ટર જાય છે તેવી રીતે જે વખતે ધર્મરાજ કુંભીપાક નરકમાં પહોંચ્યાં તે વખતે કુંભીપાક નરકના બધા જીવે ધર્મરાજને સલામ કીધી; રાજાએ પણ ધર્મરાજાને સલામ કીધી ધર્મરાજાએ રાજાના આત્માને કહ્યું કે હે રાજા તમે અહીં કેમ આવ્યા. આપને તો પરમાત્માએ ઘણું મોટું રાજ અને સંપત્તિ આપ્યાં હતાં. આપની પાસે ધર્મનાં બધાં સાધન હતાં.

આપે તો સત્ પુરૂષની સેવા કરવી હતી અને દાન કરવું હતું અને સેવા અને દાનના બળથી આપને સ્વર્ગમાં જવાનું હતું. આવું જ્યારે ધર્મરાજાએ કહ્યું ત્યારે કુંભીપાકમાંથી રાજા એ કહ્યું કે હે ભગવન મારી પાસે જ્યારે સ્વર્ગ સાધનના

ઉપાય હતા તે વખતે મેં તે સાધનોથી પાપકર્મ કીધાં જેનું ફળ આજે હું કુંભીપાક નરક ભોગવી રહ્યો છું. તે વખતે મને સ્વર્ગ અને સ્વર્ગના સાધનનું જ્ઞાન રહ્યું નહીં તે વખતે હું સ્વર્ગ તથા નરકને માનતો પણ નહીં હતો. હવે આ વખતે મને નરકમાં માલમ પડ્યું કે અધર્મ કરવો નહીં જોઇએ. અધર્મનું ફળ નરક [illegible] અને ધર્મનું ફળ સ્વર્ગ છે. હવે હું આ [illegible] [illegible] આપ નરકમાંથી છોડો અને [illegible] રાજા થઇને હું ઘણો ધર્મ કરીશ [illegible] નહીં. હવે મને માલમ પડયું છે કે [illegible] નરકમાં બહુ દુઃખ ભોગવવું પડે છે. એવું જ્યારે [illegible] રાજાએ કહ્યું ત્યારે ધર્મરાજે કહ્યું કે જો હું આજે તમને છોડી દઉં તો તમારા પાપનું ફળ નરક કોણ ભોગવશે અને તમારા રાજભોગનું જે કર્મ હતું તે કર્મ તો તમે રાજા બનીને ભોગવી લીધું છે; હવે તમને હું રાજા ક્યાંથી બનાવું. એવું [illegible] ફરી ધર્મરાજા બોલ્યા કે હું તમને મારા તરફથી પુણ્ય આપું છું તમે જઇને ફરીથી રાજા બનો. ઘણો ધર્મ કરવો, ઘણી સેવા કરવી સેવા કરીને સ્વર્ગમાં આવવા જવું. પાછું નરકમાં નહીં આવવું. આવું ધર્મરાજાએ કહેવાથી નરકી રાજાએ કહ્યું કે હે ધર્મરાજ એવું કોણ મૂર્ખ છે કે જાણી બુજીને નરકમાં આવશે મેં તો મારા પાપના ફળ નરકનો અનુભવ લીધો છે તે હવે હું કેમ પાપ કરીશ અને નરકમાં જઇશ. પહેલાં જ્યારે હું રાજા હતો ત્યારે મને નરકનું દુઃખ માલમ

નહીં પડયું તેથી મેં પાપ કીધાં અને પોતાના પાપનું ફળ દુઃખ ભોગવવા હું કુંભીપાક નરકમાં પડયો. હવે મને બધી ખબર પડી છે કે પુણ્યનું ફળ સ્વર્ગ છે. અને પાપનું ફળ નરક છે. હવે હું પાપ નહિ કરીશ. જ્યારે એમ રાજાએ કહ્યું ત્યારે ધર્મરાજે તેને નરકમાંથી છોડી દીધો અને તેને પાછો રાજાને ઘેર જન્મ આપ્યો. જ્યારે રાજાએ રાજગૃહમાં જન્મ લીધો ત્યારે નાનપણથી પાછો અધર્મ કરવા લાગ્યો. ગયા જન્મ કરતાં પણ અધિક અધર્મ કરવા લાગ્યો અને ધર્મ રાજાએ જે બોધ આપ્યો હતો તે બધો પોતાનો કૌલ રાજા ભૂલી ગયો નરકમાં જે દુઃખ ભોગવ્યું હતું તે પણ ઇશ્વરની માયાથી ભૂલી ગયો. બધી ઉંમર એણે પાપ કીધું અને જ્યાં સુધી તે જીવ્યો ત્યાં સુધી પાપકર્મ કરતો રહ્યો. કારણ કે ગયા જન્મમાં પાપ કરતાં કરતાં મરી ગયો હતો તેથી પેલા જન્મના અભ્યાસ બળથી બીજા જન્મમાં પણ નાનપણથીજ પાપ કરવા લાગ્યો પછી પાછું જ્યારે રાજાનું શરીર છૂટયું ત્યારે તે પાછો તેજ નરકમાં ગયો જ્યારે રાજાએ જોયું કે હું પાછો એજ નરકમાં આવ્યો છું ત્યારે તેને પાછું યાદ આવ્યું કે હું અહીંથી ધર્મરાજાની દયાથી ગયો હતો મારા ભલા માટે ધર્મ રાજાએ ફરી મને રાજા બનાવ્યો હતો તેથી હું ત્યાં જઇને રાજા થયો અને જેને માટે હું રાજા થયો હતો તે કાર્ય મેં કીધું નહીં મેં ઘણી ભૂલ કીધી હવે હું ધર્મરાજને કેવી રીતે મોંઢું બતાવીશ અને શું કહીશ ફરી એટલામાં ધર્મરાજ પણ નરકના લોકોને જોવા માટે આવ્યા બધા નરકી જીવોને જોતાં જોતાં રાજા

પાસે આવી પહોંચ્યા. રાજાએ ધર્મરાજને સલામ કરી ત્યારે ધર્મરાજે કહ્યું કે હે રાજા તમે કહ્યું કે મને નરકમાંથી છોડીને મને પાછો રાજા બનાવી દો તો હું સત્કર્મ કરીને સ્વર્ગાદિ લોકોમાં જઇશ. આપ મને નરકમાંથી છોડીદો તેથી તને નરકમાંથી છોડીને રાજા બનાવ્યો હતો. અને સ્વર્ગ જવાનાં બધાં સાધન તમને આપ્યાં તોપણ ફરી તમે નરકમાં કેમ આવ્યા? આવું ધર્મરાજે કહેવાથી રાજા બોલ્યો કે હવે હું નરકમાં રહીશ કારણકે આપે મારા પર બહુ કૃપા કરી પણ હું શું કરૂં મ્હને ભાન કે સ્મરણ નહીં ર્હ્યું કે મેં ધર્મરાજને શું કહ્યું હતું અને નરકમાં મેં ઘણું દુઃખ ભોગવ્યું છે. નરક પાપનુ ફળ છે મેં પાપ કીધાં તેનું ફળ દુઃખ ભોગવવાને માટે હું નરકમાં આવ્યો છું. મને પેલા નરકમાં જે જ્ઞાન થયું હતું તે હું બધુ રાજાબનીને ભૂલી ગયોતે થી મેં કાંઇ ધર્મ તથા સતકર્મ કીધું નહી પાપ બહુ કીધા ત્યાં જઇને બધું ભૂલી ગયો ને હવે હું શું કરૂં? એવું જ્યારે રાજાએ કહ્યું ત્યારે ધર્મરાજાએ પણ કહ્યું કે હે રાજા! ઈશ્વરની માયા ઘણી ગહન છે. ધર્મ તથા સતકાર્યમાં કોઇકનીજ બુદ્ધિ લાગે છે. બધાની લાગતી નથી. સતકાર્ય તો તેજ કરે છે કે જે શાસ્ત્રનું શ્રવણ કરે છે. અથવા જેને સારો સત્સંગ મળી જાય છે. અથવા જેના પર ઈશ્વરની કૃપા દૃષ્ટિ થાય છે. તે ધર્મ તથા દાનાદિ સતકર્મ કરે છે અને અધર્મ કરવો એ તો જીવોનો સ્વાભાવિક ધર્મ છે.



૨૮

श्लोक-न सुखं देवराजस्य न सुखं चक्रवर्तिनः
यत् सुखं वीतरागस्य मुनेरेकांतवासिनः

दोहा-जो सुख इंद्रको नहि मिले, चक्रवर्तिको ना होइ,
वीतराग जो सुख लहै, सो सुख पावै ना कोई.

અર્થ—જે સુખ એકાન્તમા રહેવ વાળા વૈરાગ્યવાન્ પુરૂષને હોય છે તે સુખ સર્વ દેવતાના રાજા ઇંદ્રને પણ નથી તથા આખી પૃથ્વીનો રાજા હોય છે તને પણ એવું સુખ હોતું નથી ઇંદ્રનું સુખ સાતિશય છે. અને નાશવાંન છે સાતિશય સુખ કોને કહેવું કે જેનાથી અધિક બીજું પણ સુખ હોય છે તેને સાતિશય સુખ કહેવું કે જે સુખ કમી હોય છે. ઇંદ્રને બ્રહ્મના સુખના ઇચ્છા થાય છે તેવી રીતે ચક્રવર્તી રાજાનું સુખ મનુષ્ય સુખના કરતાં વધુ હોય છે પણ દેવતાના સુખથી કમતી હોય છે તેથી રાજાને પણ દેવસુખની ઇચ્છા થાય છે, રાજાનું સુખ પણ સાતિશય સુખ છે. ઇંદ્રિનું સુખ અનિત્ય એટલે નાશવાન છે. ઇંદ્રે પહેલાં મનુષ્ય શરીરથી જે પુણ્ય કીધું છે તે પુણ્યના ફળમાં ઇંદ્રને ઇંદ્રાસન મળ્યું. એટલે સંપૂર્ણ દેવતાનો રાજા થયો છે તે સંપૂર્ણ દેવતાનો રાજા ઇંદ્ર પણ હંમેશા રહેવાના નથી કારણ કે ઇંદ્રિ ઇંદ્રિપદ પર ૩૬ કરોડ અને ૬૭ લાખ વરસ રહે છે તે પછી ઇંદ્રિ શરીરને છોડી મનુષ્ય યોનિમાં આવે છે. ગીતામાં લખ્યું છે કે "ક્ષીણે પુણ્યે મૃત્યુ લોકે વિશંતિ" ભોગ પૂરા થયા બાદ નીચે મૃત્યુ લોકમાં એ આવી પડે છે તથા ચક્રવર્તી રાજાનું સુખ પણ અનિત્ય છે, પૂર્વ જન્મમાં જે ઘણાં પુણ્ય કીધાં તે પુણ્યના

જોરથી ચક્રવર્તી રાજા થવાથી મનુષ્ય લોકનું સુખ ભોગવે છે જ્યારે એને. ભોગ પુરો થાય છે ત્યારે એ ચક્રવર્તી રાજા પણ બધા ભોગ છોડીને મરી જાય છે. આ વાત પ્રત્યક્ષ જોવામાં આવે છે કે મોટા મોટા શેઠ શાહુકાર તથા મહારાજા મરી જાય છે. શંકા થાય છે કે ઇંદ્ર તથા રાજાનું સુખ નાશવાન કેમ છે. જવાબ કે ઇંદ્રને ઇંદ્રાસન મળ્યું છે. જે વસ્તુ આપણાથી જુદી થઇને મળે છે તે વસ્તુ આપણી પાસે સદા રહેતી નથી. ઇંદ્રને ઇંદ્રાસન મળ્યું છે તે ઇંદ્રાસન ઇંદ્રથી જુદુ છે તેથી ઇંદ્રનું ઇંદ્રાસન પણ છુટી જાય છે તથા ઇંદ્રાસનની સાથે ઇદ્રનો સંયોગ થાય છે તેથી તેનો વિયોગ પણ જરૂર થશે તથા રાજાને પણ રાજ્ય મળ્યું છે તો રાજાનું રાજ્ય પણ જરૂર જશે. જેની સાથે સંયોગ થાય છે તેનો વિયોગ પણ જરૂર થાય છે. જેમકે કોઇના વિવાહ થયા છે. જે દિવસથી વિવાહ થયો તે દિવસથી પુરૂષનો સ્ત્રી સાથે સંબંધ થયો કહેવાય અને સ્ત્રીનો પુરૂષ સાથે સંબંધ થયો ત્યારે વિયોગ પણ થાય છે, સ્ત્રી પહેલાં મરે તો પુરૂષને સ્ત્રીનો વિયોગ થાય છે અને પુરૂષ પહેલા મરે તો સ્ત્રીને પુરૂષનો વિયોગ થાય છે. જો પુરૂષ અથવા સ્ત્રીનો કોઇની સાથે સંયોગ નથી થયો તો તેનો વિયોગ પણ કદી થશે નહિ. ઇંદ્રને ઇંદ્રાસન મળવાથી તથા રાજાને રાજસિંહાસન મળવાથી સુખ મોટું છે તેમ તેને દુઃખ પણ મોટું છે, ઇંદ્રના તથા રાજાના મનમાં દિનરાત સંતાપ થયા કરે છે કે મારૂં ઇંદ્રાસન કોઇ મોટો તપસ્વી લઇ બેશે તો મને દુઃખ થશે. મારૂં સુખ જતું રહેશે અથવા મારૂં પુણ્ય જ્યારે હું ભોગવી રહીશ ત્યારે ઇંદ્રાસનથી હું મૃત્યુ લોકમાં પડીશ અને હું સદા

ઇંદ્ર રહેવાનો નથી એવો રાજાના મનમાં પણ સંતાપ થયા કરે છે કે જ્યારે મારૂં પુણ્ય પૂરૂં થઇ જશે ત્યારે મારે પણ રાજપદથી ઉતરવું પડશે જ્યારે મારી ઉમર પુરી થઇ જશે ત્યારે હું મરી જઇશ જ્યારે મારૂં આ બધું રાજસુખ ચાલ્યું જશે. આવો મૃત્યુ સંબંધી સંતાપ રાજાને પણ રાત દિવસ થયા કરે છે તેથી જ્ઞાની પુરૂષોએ કહ્યું છે કે જે સુખ વૈરાગ્ય વાન્ પુરૂષને છે તે સુખ ચક્રવર્તી રાજાને પણ નથી મનુષ્યમાં ચક્રવર્તી રાજાનું સુખ બધાથી મોટું છે. તથા દેવતામાં ઇંદ્રનું સુખ સૌથી મોટું છે જ્યારે એ બને દુઃખી છે તો બીજા સંસારી જીવના દુઃખની શીવાત કરવી તેથી વૈરાગ્યવાન્ પુરૂષને સુખી કહ્યો છે અને વૈરાગ્ય વિના છે તે બધા દુઃખી છે વૈરાગ્યવાન પુરૂષ, શરીરમાં તથા સુખમાં મોહ કરતો નથી તેથી તે મરણથી તે ડરતો નથી તે કાળને પણ માનતો નથી. વૈરાગ્યવાન્ પુરૂષને કાળની પણ ફીકર નથી. જેને વૈરાગ્ય નથી તેને જન્મ તથા મરણનો ભય લાગે છે તે પુરૂષ કાળથી પણ ડરે છે. વૈરાગ્યવાન પુરૂષ હંમેશાં નિભંય રહે છે. જેને શરીરાદિનો મોહ નથી જે શરીરાદિકને આપણું માનતો નથી. તે માણસને જન્મમરણથી ભય કેમ થશે? જેને દેહાદિમાં અભિમાન છે કે આ મારો દેહ છે; હું ફલાણો છું તથા મારૂં અને તારૂં રૂપી રોગ જેને લાગ્યો છે તેને કાળથી ભય લાગે છે. જ્યાંસુધી વૈરાગ્ય નથી થતો ત્યાં સુધી દુઃખ છે. વૈરાગ્ય થવાથી સર્વ દુખની નિવૃત્તિ થઇ જાય છે.

૨૯

इदंशरीरं कृमिजालसंकुलं स्वभाव दुर्गंधमशौचमध्रुवम् ।
रुजायुष्यमूत्रपुरीषभाजनं रमन्ति मूढा नरमन्ति पंडिताः ॥

અર્થ–આ શરીર માકડીની જાળની પેઠે પાપ પુણ્યનું બન્યું છે. આ શરીરમાં સ્વભાવથી દુર્ગંધ રહે છે. આ દેહ હંમેશાં અપવિત્ર રહે છે. અને અધ્રુવ અનિત્ય નાશવાન છે. આ શરીર રોગ તથા આયુષ્ય તથા મૂત્ર અને નરકને એ ચાર ચીજોનો ભંડાર છે. એ ચાર ચીજોને રહેવાનું ઠેકાણું ચા ભંડાર શરીરને કહો આ શરીર રોગાદિ સર્વ વસ્તુને રહેવાનું સ્થાન છે. જે શરીરમાં જુદી જુદી જાતના રોગ અને અવગુણ રહે છે તે શરીરમાં કયો બુધ્ધિવાન મોહ કરશે. દાખલો કે કોઇ પુરૂષમાં એક પણ અવગુણ દેખવાથી તેનામાં લોકોની અશ્રધ્ધા થાય છે. અને કોઈએક ગુણ જોઈને ગુણી પુરૂષોમાં લોકની શ્રધ્ધા થાય છે શ્રદ્ધાનો હેતુ ગુણ છે અને અશ્રદ્ધાનો હેતુ અવગુણ છે. જયારે એક અવગુણરૂપી દોષને દેખીને અશ્રદ્ધા થઈ જાય છે ત્યારે જે માણસના શરીરમાં બહુ અવગુણ રૂપી દોષો હોય તેના શરીરમાં કયો બુધ્ધિમાન મોહ કરશે તેથી કહ્યું છે કે આ શરીરમાં મૂઢ અને અવિવેકી પુરૂષો મોહિત થાય છે, પંડિતો કહે છે કે વિવેકી પુરૂષો શરીરને નાશવાન્ તથા દુઃખનું ઠેકાણું સમજી ને શરીરમાં પ્રીતિ કરતા નથી. મનુષ્ય, પશુ આદિ શરીરથી ઉત્તમ માન્યું છે કેમકે મનુષ્ય દેહથી વિવેક, વૈરાગ્ય, જ્ઞાન, ધ્યાન, ભાવ, ભકિત, ધર્મ, કર્મ સ્વર્ગાદિ સુખનું સાધન બની

શકે છે અને એ સાધનો થવાથી મનુષ્યોને સ્વર્ગાદિ લોકો મળે છે તેથી મનુષ્ય દેહને ઉત્તમતાથી દુર્લભ કહ્યો છે અને જે માણસથી સ્વર્ગાદિ સુખનું કોઇ પણ ધર્માદિ સાધન બન્યું નથી. તે મનુષ્યશરીર કર્મો કરવાથી બીજા જીવો કરતાં ઉત્તમ કહેવાય છે. જે માણસ ધર્માધર્મને જાણતો નથી તથા જે માણસ ઇશ્વરના જ્ઞાન, ધ્યાન, ભાવ, ભક્તિ વગરનો છે તેનાથી પશુ પણ સારો છે. ગાય દુધ દે છે માણસ ગાયનું દુધ પીએ છે. દુધ પીવાથી સુખી થાય છે. બળદ ખેતી કરવાના કામમાં આવે છે. બળદના કમાયેલા અન્નમાંથી બધી સૃષ્ટિ જીવે છે. બળદ જીવે છે ત્યાં સુધી ખેતી કરે છે. તે મરી જાય છે ત્યારે તેનું ચામડુ જોડાના કામમાં આવે છે બળદ તથા ગાયના અન્ન દુધથી દુનિયાનુ પાલન થાય છે અને તે મરી જાય પછી તેના ચામડાના જોડા બને છે જોડા પણ કાંટા અને ઠોકરથી માણસની રક્ષા કરે છે, મનુષ્ય શરીર મેળવીને સત્ કર્મ કરે તો ઠીક છે નહીં તો મનુષ્ય શરીર કાંઈ કામનું નથી જીવતાં પણ કોઇ કામનું નથી મરી ગયા પછી પણ માણસનું ચામડું કાંઇ કામમાં આવતું નથી તેથી માણસોએ નકામું અભિમાન કરવું જોઇએ નહી. અભિમાન દુઃખનું મૂળ છે નિરભિમાની થઈને ઇશ્વરનું ભજન કરવું જોઇએ, તથા વિવેક વૈરાગ્ય કરવો જોઇએ ત્યારે મનુષ્ય જન્મ સફળ થશે. પશુ પણ ખાનપાન ભોજન વિલાસો કરે છે માણસમાં પશુ કરતાં કોઈ જ્ઞાન ધ્યાનાદિ વધારે હોવું જોઇએ.



૩૦

દોહા.

गुरुशब्दका अर्थ कहुं शिष्यन हितजो लागि ।
सद्गुरु उनको मिलत है, जो शिष्य अति भागि ॥

ભાવાર્થ—ગુરૂ શબ્દનો અર્થ કહીએ છીએ. જો કે ગુરૂ શબ્દનો અર્થ પહેલાં કહી ગયા છીએ છતાં વિશેષ રૂપે ફરી કહીએ છીએ-ગુરૂ કોને કહેવો કે જે શિષ્યના અજ્ઞાનને દૂર કરીને શિષ્યના હૃદયમાં જ્ઞાનરૂપી દીવો સળગાવે તેને ગુરૂ કહેવો કારણ કે ગુરૂ શબ્દનો અર્થ એ છે કે ગુરૂ શબ્દમાં બે અક્ષર છે. પહેલો અક્ષર "ગુ" છે અને બીજો અક્ષર "રૂ" છે. પહેલા અક્ષર ગુનો અર્થ અજ્ઞાન છે અને બીજો અક્ષર "રૂ" છે તેનો અર્થ જ્ઞાન એટલે પ્રકાશ છે. ગુ અને રૂ એ બે અક્ષરો સાથે મળવાથી ગુરૂ શબ્દ બને છે તેથી ગુરૂ શબ્દનો અર્થ એ થયો કે જે શિષ્યના સંતાપ અથવા અજ્ઞાનને દુર કરે અને હૃદયમાં આનંદનો વરસાદ કરી આપે એટલે જ્ઞાનરૂપી સૂર્યનો ઉદય એટલે પ્રકાશ કરી આપે તેને ગુરૂ કહેવો. શાસ્ત્ર અને લોકમાં બીજા પણ ગુરૂ ઘણી જાતના છે. એક તો મંત્ર ગુરૂ હોય છે કે જે મંત્ર દ્વારા પરમાત્માનો ઉપદેશ આપે છે તે ગુરૂ કેવો હોવો જોઇએ. જીતેન્દ્રિયવાળો જોઇએ. ઈશ્વરને ઓળખવાવાળો જોઇએ તથા વેદશાસ્ત્રને જાણવાવાળો જોઇએ અને વેદશાસ્ત્રમાં કહ્યા મુજબ ચાલવાવાળો પણ જોઇએ. એવો

મંત્રગુરૂ હોવો જોઇએ. જે શાસ્ત્ર અથવા કોઈ પણ વિદ્યા ભણાવે છે તે પણ ગુરૂ થાય છે. ત્રણ ગુરૂ લોક તથા શાસ્ત્રમાં માન્ય છે. બીજા પંથ ગુરૂ આગળ કહીએ છીએ જે તંત્રવિદ્યા બતાવે છે તે પણ ગુરૂ છે. જે લૌકિક વિદ્યાને બતાવે તે પણ ગુરૂ છે. માતા પણ ગુરૂ છે. પિતા પણ ગુરૂ છે. બધા ગુરૂમાં પહેલો ગુરૂ માતા છે કેમકે પહેલવહેલાં બાળકને બોલતાં માતા શીખવે છે પછી પિતા શીખવે છે. બીજા ગુરૂ મોટા થયા બાદ શીખવે છે તેથી પહેલા ગુરૂ માતાપિતા છે. જે માણુસ સન્માર્ગ બતાવે અને તેનો ઉપદેશ કરે તેને પણ ગુરૂ કહે છે જે કોઈ હિતની વાત બતાવે તેને પણ ગુરૂ સમજવો જોઇએ. ગુરૂ શબ્દનો સિધ્ધાંત અર્થ એ છે કે જે જ્ઞાનનો ઉપદેશ કરે તેને ગુરૂ કહેવો. જ્ઞાન બહુ જાતનું છે. એક તો ઇશ્વર સંબંધી જ્ઞાન બીજું શાસ્ત્ર સંબંધી જ્ઞાન. ત્રીજું પરલોક સંબંધી જ્ઞાન, ચોથું ધર્માધર્મનું જ્ઞાન, પાંચમું હિતાહિતનું જ્ઞાન, સાતમું દેશકાળનું જ્ઞાન, આઠમું જન્મ તથા મરણ સંબંધી જ્ઞાન. આ રીતે જ્ઞાન પણ બહુ જાતનું છે. આટલા પ્રકારનું જ્ઞાન તથા ગુરૂ થાય છે તે પહેલાં કહ્યું છે. આઠ પકારનું જ્ઞાન તેમાંથી કોઇ પણ એક પ્રકારના જ્ઞાનનો ઉપદેશ કરે તો તેને ગુરૂ સમજવો. જે કોઈપણ હિતનો ઉપદેશ કરે તે ગુરૂ છે. જ્ઞાનનો આપવાવાળો તથા મંત્રનો ઉપદેશ કરવાવાળો તથા શાસ્ત્ર ભણાવવાવાળો માણુસ પણ ગુરૂ છે એ વાત લોક તથા શાસ્ત્રમાં પ્રસિધ્ધ છે. આ ત્રણ ગુરૂ તો બધા માણુસને જોઇએ. એ ત્રણ વિના માણુસને આલોક તથા

પરલોકમાં સુખ નથી. અને જે એકજ જ્ઞાનનો ઉપદેશ કરે અને ઈશ્વર પ્રાપ્તિને માટે ઈશ્વરના મંત્રનો પણ ઉપદેશ કરે અને શિષ્યોને શાસ્ત્ર પણ ભણાવે તે ગુરૂ સર્વોત્તમ છે. ત્રણે વસ્તુને આપવાવાળો જે ગુરૂ છે તેના પર શિષ્યોની પૂર્ણ શ્રધ્ધા રહે છે. જ્યારે ગુરૂના પર પૂર્ણ શ્રદ્ધા થઈ ત્યારે શિષ્યનું કલ્યાણ પણ જરૂર થાય છે. ગુણ વગર શ્રદ્ધા નથી થતી. અને શ્રધ્ધા વગર કલ્યાણ થતું નથી તેથી જે માણસને પોતાના કલ્યાણની ઇચ્છા થાય છે તે માણસ સારા ઉત્તમ સર્વ ગુણસંપન્ન પુરૂષને ગુરૂ કરે એવું શાસ્ત્રમાં લખ્યું છે.



૩૧

**દોહા.**

त्यागि जगतमें बहुत है, सुखका त्यागी न कोइ ।

त्याग ग्रहण दो सुख हित, बिना सुख नहिं यह दोइ ॥

**અર્થ**—મોટા મોટા જટાધારી દીઠાં. નાકોના નકટા દીઠાં. કાનના કાનફટ્ટા, શરીરો સુકાવેલાં. લંગોટધારી નાગા દીઠા, ઘરના ત્યાગી દીઠા, વનનો વસિયો જોયો, મોટા મોટા તિલક ધારી દીઠા, ગુરૂ દીઠા, શિષ્ય દિઠા, શેઠ સાહુકાર દીઠા, રાજા મહારાજા દીઠા, બાદશાહ જોયા, ગરીબ અમીર દીઠા, ફકીર જપી તપી દીઠા. ઢંઢેશ્વરી દીઠા, પંચાગ્નિ તપતપતા દીઠા, સ્ત્રી, પુત્ર, બાળક દીઠા, જુવાન દીઠા, ઘરડા દીઠા, ઋષિ દીઠા, મુનિ દીઠા, ગંધર્વ દીઠા, પશુ દીઠા, પક્ષી દીઠા, સ્ત્રીના ત્યાગી દીઠા, પુત્ર ધનના ત્યાગી દીઠા, દેશગ્રામના ત્યાગી દીઠા, માતા

પિતાના ત્યાગી પુત્ર દીઠા, પુત્રના ત્યાગી દીઠા, સ્ત્રીના ત્યાગી પુરૂષ દીઠા, પુરૂષની ત્યાગી સ્ત્રી દીઠી, અન્નના ત્યાગી દીઠા, દુધનો આહાર કરનાર દીઠા, કોઇ પૂળાહારી જોયા, કોઈ એકાહારી જોયા, ધર્માત્મા તથા પાપી દીઠા, આસ્તિક અને નાસ્તિક દીઠા, બ્રહ્મચારી દીઠા, ગૃહસ્થ દીઠા, વાનપ્રસ્થ દીઠા, સન્યાસી દીઠા, સાધુસન્ત દીઠા, ધર્મના ત્યાગી દીઠા, કર્મના ત્યાગી દીઠા, આળસુ દીઠા, પુરૂષાર્થી દીઠા, બધી વસ્તુના ત્યાગી દીઠા પણ જેને સુખની ઇચ્છા નહીં એવા કોઈ દીઠા નહીં.



૩૨

એક દૃષ્ટાંત સાંભળો, કોઇએક મહાત્મા એક રાજાના મહેલ આગળ ગયા અને પહેરેગીરને પૂછયું કે આ મુસાફરખાનું કોનું છે? તે પહેરેગીર બોલ્યો કે મહાત્મન્ આ મુસાફરખાનું નથી. આતો રાજાનો મહેલ છે. ફરી મહાત્માએ કહ્યું કે આતો મુસાફરખાનું જ છે, ત્યારે પહેરેગીરે કહ્યું કે હું રાજાજીને કહી દઇશ કે આ મહાત્મા આપના રાજમહેલને મુસાફરખાનું કહે છે. ફરી મહાત્મા બોલ્યા તમે જાઓ અને તમારા રાજાને પૂછી આવો કે આ રાજમહેલ છે કે મુસાફરખાનું છે. પહેરેગીર પણ રાજા પાસે ગયો અને પૂછયું કે આપણા દરવાજાપર એક મહાત્મા આવ્યા છે અને પૂછે છે કે આ મુસાફરખાનું કોનું છે? હે રાજન્ એ આપના મહેલને

મુસાફરખાનું કહે છે. પહેરેગીરનું વચન સાંભળી રાજા બોલ્યો કે આ તો રાજમહેલ છે. એને મુસાફરખાનું કેમ કહેવાય. તમે એ મહાત્માને મારી પાસે લઈ આવો, હું મહાત્માને પૂછીશ કે આપ રાજમહેલને મુસાફરખાનું કેમ કહો છો ?

પહેરેગીર રાજાની પાસે મહાત્માને લઇ ગયો, ત્યાં રાજાએ મહાત્માને પ્રણામ કરી આસન ઉપર બેસાડયા અને પૂછયુ કે આપ પહેરેગીરને શું પૂછતા હતા ?

મહાત્માએ જવાબ આપ્યો કે મેં એને એમ પૂછયું હતું કે આ મ્હોટું મુસાફરખાનું કોનું છે. ત્યારે રાજાએ પણ કહ્યું કે મહાત્માજી ! આ મુસાફરખાનું નથી. આ તો રાજ મહેલ છે. ત્યારે મહાત્માએ પૂછયું કે મુસાફરખાનું કોને કહેવાય ?

રાજાએ ઉત્તર આપ્યો કે જેમાં ઘણાં માણસો વગર નિયમે જા આવ કરે તેને મુસાફરખાનું કહેવાય આ વખત મહાત્માએ કહ્યું કે હે રાજન્ આ જે તમારો મહેલ એમાં તમારા જેવા ઘણા રાજાઓ થઇ ગયા છે અને ઘણા થઈ પણ જશે.

જે તમારા પૂર્વજો હતા તે પણ મ્હારૂં મ્હારૂં અને હું હું એમ કહેતા ચાલ્યા ગયા અને જે પ્રમાણે તમારા પૂર્વજો ચાલ્યા ગયા તે પ્રમાણે તમે પણ એક દિવસ ચાલ્યા જશો. પછી તમારા પુત્રપૌત્રાદિ રાજા થશે, માટે હે રાજન્ ! તમારા રાજમહેલમાં પણ મુસાફરખાનાની માફક નિયમ વગર આવ

જાવ થયા કરે છે એ કારણથી તમે આ રાજમહેલને પણ મુસાફરખાનુંજ સમજી લો.

પછીથી મહાત્માને હાથ જોડીને રાજા બોલ્યો હે મહાત્મન આપનું કહેવું યથાર્થ છે આ રાજમહેલ એક મુસાફરખાનુંજ છે આ [illegible] કહી રાજાએ મહાત્માને વિનતિ કરી હે મહાત્મન ! મ[illegible] સદ્દબુદ્ધિ આપો જેથી રાજશાસન કર્યાં છતાં પણ સદ્[illegible]તિ મળે. મહાત્માએ કહ્યું તથાસ્તુ. (એમ થાઓ).



## ૩૩

### દોહા.

सुना शृंगि गुरु कान्धमा सर्प परीक्षत डार ।
कहाँ परीक्षत गयो है तु । क्रोध कियो मुनि भारि ॥१॥

એક વખતે રાજા પરીક્ષિત વનમાં ફરવા ગયા હતા ત્યાં વનમાં એક ઋષિને તપ કરતા જોયા. તે વનમાં વળી એક જગ્યાએ મરી ગયલો સાપ પણ દીઠો. પછી રાજાનાં મનમાં ખ્યાલ આવ્યો કે આ સાપને હું તપસ્વિના ગળામાં નાંખી દઉં તેથી રાજાએ સાપ ઉપાડીને મહાત્માની ડોકમાં નાંખી દીધો. પછી કોઇએ શ્રૃંગીઋષિને ખબર કહી કે તમારા પિતા સમીક ઋષિના ગળામાં રાજા પારક્ષિતે સાપ મૂકયો છે અને તમારા પિતા સમાધિમાં છે તેને ખબર નથી. આ વાત શ્રૃંગી

મુનિએ જ્યારે સાંભળી ત્યારે ઘણો ક્રોધ કરીને પોતાના પિતા પાસે ગયા અને પાસે જઈને જુએ છે તો પિતાના ગળામાં મરેલો સાપ લટકે છે. એવું જોઇને ક્રોધથી કહેવા લાગ્યા કે આ વખતે પરીક્ષિત રાજા કયાં ગયા છે તેને બતાવો. શ્રૃંગી મુનિએ કહીને આમ તેમ જોયું તો કેથે પરિક્ષીત મળ્યા નહીં. પછી શાપ દેવા લાગ્યા.

आजसे सातवें दिन नृप। सर्प डंसेगा तोई।
पिता कान्ध जो सर्प धरि। यह सर्पसे मर्ण होई ॥२॥

અર્થ—હવે શ્રૃંગી મુનિ ક્રોધ કરીને રાજા પરીક્ષિતને શ્રાપ દે છે કે હે પરીક્ષિત! તમે મારા પિતાના ગળામાં કસુર વગર જે આ સાપ મૂકયો છે તે સાપથી તારૂં સાતમે દિને મરણ થશે. એવું કહીને પિતાના ગળામાંથી તે સાપ કાઢી નાંખ્યો. જ્યારે મુનિએ મરી ગયેલો સાપ પિતાના ગળામાંથી કાઢીને જમીન પર મુકયો એટલે તે સાપ ચાલવા લાગ્યો અને જીવતો થઇને પાછો સંતાઈ ગયો. એટલામાં શૃંગિ ઋષિના પિતાની સમાધિ પણ ખૂલી ગઈ. ત્યારે પિતાએ કહ્યું કે હે શૃંગિ! તમે પરીક્ષિત રાજાને શા વાસ્તે શાપ દીધો. રાજા પરીક્ષિતનો કાંઈ પણ દોષ નથી. રાજાએ ગળામાં સાપ મૂકયો એ કામ કલિનું છે. કારણ કે કલિએ રાજાની મતિ ફેરવી નાંખી છે. મુનિના ડોકમાં રાજાથી સર્પ નંખાવ્યો છે અને જે મરી ગયેલો સાપ હતો તે પણ કલિ હતો. એ બધું કામ

કલિનું છે. ધર્માત્મા રાજા પરીક્ષિત પર કલિ સવાર થયો છે. એટલી વાત કહીને સમીક મુનિ છાના રહ્યા અને શૃંગિ ઋષિને કહ્યું કે, હે પિતાજી જે થવાનું હતું તે થયું. મારૂં વચન તો મિથ્યા થવાનું નથી.

सुना आप जब परीक्षत । लोटि गयो तब धरणीमा !

हा कैान देव कुमती करी । ब्याल धरयो मुनि कान्धेमा ॥३॥

અર્થ—રાજા પરીક્ષિતે જે વખતે શૃંગી ઋષિનો આપેલો શાપ સાંભળ્યો તે વખતે રાજા પરીક્ષિત જમીન પર પડી ગયા અને ઘણો અફ્સોસ કરીને કહેવા લાગ્યા કે, કયા દેવે મારી બુદ્ધિને બગાડી દીધી છે કે જેથી મેં મહાત્માની ડોકમાં સાપ મૂકયો. હે પરમાત્મા, મારી બુદ્ધિ કેમ બગડી ગઇ છે. આવી રીતે રાજા શોક કરવા લાગ્યા અને બહુ દુઃખી થવા લાગ્યા ત્યારે શુકદેવ મુનિ રાજાને સમજાવે છે.

## શુક પરીક્ષિત સંવાદ.

नृपका दुख शुकदेव सुना । गयो परीक्षत पास ।

जो होना था सो हो गया । नृप करो हरीकी आस ॥४॥

અર્થ—દયાળુ શુકદેવજી, પરીક્ષિત રાજાને દુઃખી જાણીને તેની પાસે ગયા અને રાજાને સમજાવવા લાગ્યા કે હે રાજા ! તમે ફીકર નહીં કરો, બનવાનું હતું તે બની ગયું. હવે તમે ચિંતા છોડી હરિ ભગવાનનું સ્મરણ કરો.

राजाका मुख सुख गया । मनमे भयो बहु शोक ।
सर्प डंसेकी गती नही । श्राप दियो मुनि एक ॥५॥

અર્થઃ—રાજા પરીક્ષિતે શાપ સાંભળીને તેનું મુખ સુકાઇ ગયું. મુખ પીળું પડી ગયું અને મનમાં રાજા ઘણો શોક કરવા લાગ્યો અને રાજા પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો. જેનું મરણ સાપ કરડવાથી થાય છે તેની ગતિ થતી નથી એમ શાસ્ત્રમાં લખ્યું છે. શૃંગિ મુનિએ મને શાપ દીધો છે કે તારૂં સાતમે રોજ સાપ કરડવાથી મરણ થશે તેથી મને જરૂર સાતમે રોજ સાપ કરડશે અને સાપ કરડવાથી મારી ગતિ થશે નહીં એટલે દુર્ગતિ થશે; તેથી હવે હું શું કરૂં. હે મુનિ તમે મને એવો શાપ કેમ આપ્યો કે મારી આ લોકમાં પણ નિંદા થશે અને પરલોકમાં પણ બગડી જશે. દુનીયા કહેશે કે રાજા પરીક્ષિતનું મરણ સાપથી થયું છે. રાજાનું મરણ સારી રીતે થયું નથી મારૂં મરણ સંસારમાં નિંદીત થશે એવો પસ્તાવો પરીક્ષિત રાજા કરવા લાગ્યા ત્યારે હરિપ્રિય શુકદેવ મુનિ રાજાને સમજાવે છે—

हरि प्रिया शुकदेव मुनि । बोले नृपके पास ।
शोक करो नहि नृपवर । छोडो दुर्गति आस ॥६॥

અર્થઃ—શુકદેવજી રાજા પરીક્ષિતને કહે છે કે, હે રાજા શોક કરો નહીં, અને તમને સાપ કરડવાથી દુર્ગતિનો ભય

છે તે પણ તમે રાખો નહીં. અને હે રાજા જેમ તમે શૃંગિ મુનિની વાણીને સત્ય સમજો છો તેમ મારી વાણીને પણ સત્ય સમજો. એમ કહીને શુકદેવજી ફરીથી રાજા પરીક્ષિતને કહેવા લાગ્યાઃ—

> दोष तुमारा नहि नृप । दोष कलीका होय ।
>
> क्याल धरयो मुनि कान्धमा । श्राप दियो मुनि तोय ॥७॥

અર્થઃ—હે રાજા! તમારો કાંઇ દોષ નથી. એ દોષ કલિ યુગનો છે. હવે કલિયુગનું રાજ્ય શરૂ થયું છે તેથી કલિયુગે હે રાજા ! આપની મતિને ફેરવી નાંખી છે; તેથી તમે મુનિના ગળામાં સાપ નાંખ્યો હતો. હે રાજા તમે તો ધર્માત્મા છો. તમારો કોઇ દોષ નથી. જ્યારે કલિ ધર્માત્માની મતિને બગાડે છે ત્યારે કલિનો મહિમા વધે છે. જેવી રીતે કોઇ માણસ મોટા વીર પુરૂષને મારી નાંખે તો તેનું નામ સંસારમાં જાહેર થાય છે. જેવી રીતે કોઇ નાનો રાજા મોટા રાજાને જીતી લે છે ત્યારે સંસારમાં તેને ઘણું માન મળે છે. તેવી રીતે હે પરીક્ષિત ! કલિએ પણ તેમ વિચાર કીધો કે હવે મારા રાજ્યનો સમય આવ્યો છે તો હું પહેલાં કોનાપર જાઉં. કોઈ નાના પુરૂષપર બેસુ તો મારી આબરૂ વધશે નહીં. તેથી કોઈ મોટા ધર્માત્માને જોઉં. હે રાજા તને મોટો ધર્માત્મા જોઇને તે કલિ તારા માથાપર આવીને બેઠો. તેથી આપે મહાત્માના ગળામાં સાપ મુકયો. તેથી હે રાજા જે બનવાનું હતું

તે બની ગયું. હવે હું તમને અપ મૃત્યુથી બચાવું છું. મારી વાણીને સાવધાન થઇને સાંભળો:—

सत्य श्राप श्रृंगी मुनि । सत्य वचन शुकदेव ।
करूं प्रतिज्ञा आज नृप । सातउ दिन गति देव ॥८॥

અર્થ:—હે રાજા શ્રૃંગિ મુનિએ આપને શાપ આપ્યો છે તે સત્ય થશે. કારણ કે મુનિનું વચન નકામું જતું નથી અને હે રાજા! હું તને વરદાન આપું છું કે આજથી સાતમે દિને હું તને મુક્તિ આપીશ. જેવી રીતનું શ્રૃંગિ મુનિનું વચન સત્ય માને છે તેવી રીતે મારા વચનને પણ તું સત્ય માન. બન્નેનું વચન સત્ય છે તે સાંભળો.

वृथा नहिं श्रृंगी वचन । वृथा नहि शुकवाणी ।
दोनोंका वर श्राप प्रभू । सफल करै रथ पाणी ॥९॥

અર્થ—હે રાજા શ્રૃંગિ મુનિનું વચન વ્યર્થ થશે નહીં. આપને જરૂર સાતમે દિન સાપ કરડશે. એ શાપ છે અને વરદાન એ છે કે સાપ તો આપને કરડશે તોપણ આપને ઉત્તમ ગતિ મળશે એ મારૂં વરદાન ખરૂં માનો.

श्राप परीक्षतको दिया । हुवा जक्त कल्याण ।
कृपा भई यदुनाथकी । योगानन्द सुजाण ॥१०॥

અર્થઃ—સ્વામી યોગાનંદ તીર્થ કહે છે કે જો શૃંગિમુનિ પરીક્ષિત રાજાને શાપ નહીં આપતે તો આજ સુધી ભારત ખંડમાં ભાગવતની સપ્તાહ કયાંથી થતે? તથા ભાગવતની કથા કયાંથી સંભળાતે! ભાગવતની કથા અથવા સપ્તાહ શ્રૃંગિ મુનિની દયાથી ચાલે છે અથવા તો શ્રી શુકદેવમુનિની દયાથી ચાલી રહી છે. ભાગવતની કથા જો પરીક્ષિત રાજાને સંભળાવતે નહીં તો આજકાલના લોક એ કથા કયાંથી સાંભળતે? અને સંભળાવતે? શુકદેવ મુનિએ ઇશ્વરનો મહિમા રાજા પરીક્ષિતને સંભળાવ્યો. જે મહિમાની સ્તુતિ સાંભળવાથી રાજા પરીક્ષિતની ઉત્તમ ગતિ થઈ અને શુકદેવ મુનિના મુખથી પરીક્ષિત રાજાએ ભગવાનનો મહિમા સાંભળ્યો તે મહિમા તે ભાગવત છે એટલે શુકદેવ મુનિએ મુખથી રાજા પરીક્ષિતને કથા સંભળાવી તે કથાનું નામ ભાગવત છે. શુકદેવજીએ રાજા પરીક્ષિતને ભાગવત સંબંધી કથા સંભળાવી તેથી આ ગ્રંથનું ભાગવત નામ પડયું છે. અથવા ભગવાનની દયા જીવોપર થઈ, તે દયા કેવી રીતે થઈ તે કહીએ છીએ. ભગવાને વિચાર કીધો કે હવે કલિ આવે છે. કલિનો સમય આવે છે. પહેલાં કલિ રાજાઓનાપર બેસશે અગર જો કોઇ નાના પુરૂષપર બેસશે તો કલિનું માન રહેશે નહીં. એ એક વાત. બીજું એકે જેનાપર બેસશે તેની દુર્દશા થશે. ત્રીજું જગતનું કલ્યાણ થશે નહીં. એવો વિચાર કરીને ભગવાને કલિને રાજા પરીક્ષિતના માથાપર બેસાડયો, તેથી કલિનું માન પણ રહ્યું. અને રાજાનું કલ્યાણ પણ થઈ ગયું. કલિનું માન વધ્યું

કેમકે કલિ ઘણો સામર્થ્યવાળો છે. જેણે પરમ ધર્માત્માની મતિ પણ ફેરવી નાંખી. એ વાત છે તેથી કલિનું માન છે. અને રાજાનું કલ્યાણ કેમ થયું તે એમ કે ભગવાનની કૃપાથી રાજા પરીક્ષિતને શુકદેવ મુનિ મળ્યા અને શુકદેવજીએ રાજાને કથા સંભળાવીને મુકત કરી દીધા અને દુનિયાનું પણ ભલું કરી દીધું. જો ભાગવતનો ગ્રંથ નહીં થતે તો સર્વ લોકને કેમ માલમ પડતે કે કૃષ્ણ ભગવાન પોતે વિષ્ણુનો અવતાર હતા. વાત એવી છે કે પરમાત્માની ઇચ્છાથી રાજા પરીક્ષિતના માથાપર કલિ બેઠો અને ઇશ્વરની ઇચ્છાથીજ શુકદેવ મુનિએ રાજાને કથા સંભળાવી અને રાજાને તેથી ઉત્તમ ગતિ મળી અને ઇશ્વરની ઇચ્છાથીજ આજકાલ જ્યાં ત્યાં ભાગવતની કથા થયા કરે છે. આ જગતનો બધો વ્યવહાર ઈશ્વર ઇચ્છાથી થાય છે.

सुनहु आजसे हरिकथा । सातवं दिन गति तोरि ।

स्वर्ग लोकके गमन करो । यह प्रतिज्ञा मोरि ॥११॥

ભાવાર્થ:—શુકદેવ મુનિ રાજાને કહે છે કે હે રાજા ? આપ દુર્ગતિ તથા નિન્દિત મરણનો શોક કરો નહી. ભગવાનની કથા મન લગાડીને સાંભળો. આપનું મન મને આપો અને આજથી સાતમે દિન સ્વર્ગમાં પધારો, તમારી દુર્ગતિ થશે નહીં. તમે સ્વર્ગમાં જશો. જે શ્રી કૃષ્ણચંદ્રજીએ તમારી ગર્ભમાં રક્ષા કરી છે, તેજ ભગવાન હે રાજા ? આ વખતે

મરણ સમયમાં તમારી રક્ષા કરશે. તમે નિઃસંદેહ થઇને કથા સાંભળો અને જગતમાં તમારૂં મરણ પણ પ્રશંસનીય કરી એ મારી પ્રતિજ્ઞા છે.

> दुनियाकि हित कथा कहूं । निमित्त करूं नृप तोय ।
>
> शोक मोह सब त्याग कर । कथा सुनहु जो होय ॥१२॥

ભાવાર્થઃ—હે રાજા ! જેમ તને શ્રૃંગી મુનિએ શાપ દીધો છે. તેમજ હું પણ તમને વરદાન આપીને કથા સાંભળ્યા વગર પણ મુકત કરી શકું છું તથાપિ હું તમને નિમિત્ત કરીને સંસારના હિતને માટે કથા કહું છું. તમે બધો શોક મોહને છોડીને પ્રીતિપૂર્વક કથા સાંભળો.

> शुकने जब संकल्प किया । मुक्ति तब नृप पाई ।
>
> हरिकथा सुन्दर प्रिया । शुकने मनसे गाई ॥१३॥

ભાવાર્થઃ—શુકદેવ મુનિએ જ્યારે પોતાના મનમાં સંકલ્પ કીધો કે હું રાજા પરીક્ષિતને ઉત્તમ ગતિ મેળવી આપું કારણ કે સર્પ કરડવાથી રાજાની અધોગતિ થશે. તે અધોગતિથી બચાવવા માટે દઢ સંકલ્પ કરીને શુકદેવજીએ રાજા પરીક્ષિતને પ્રીતિથી સુંદર હરિકથા સંભળાવી. હરિકથા સાંભળવાથી રાજા પરીક્ષિત અધોગતિથી છૂટીને ઉત્તમ ગતિને પ્રાપ્ત થયો. એ પ્રમાણે જે કોઇ વકતા પ્રીતિથી ઇશ્વરને

અહિંમા સંભળાવે તથા જે કોઈ સાંભળે તો હાલમાં પણ પ્રીતિથી સાંભળનારની ઉત્તમ ગતિ થઈ શકે છે.

श्रोता वक्ताकादि मन । दोनौ जो मिलि जाय ।

कहै सुनै सुन्दर कथा । प्रभुका पद तब पाय ॥१४॥

અર્થ:—શ્રોતા તથા વકતાનું મન જ્યારે એક થઈ જાય એટલે જે વસ્તુમાં વકતાનું મન છે તે વસ્તુના જાણવામાં જ્યારે શ્રોતાનું મન પણ રહે અને વકતા પણ નિર્લોભથી કથા કહે અને શ્રોતાની પણ સુંદર પ્રીતિપૂર્વક કથા સાંભળવાથી ઇશ્વરમાં પ્રીતિ થય અને ઇશ્વરમાં પ્રીતિ થવાથી પછી ઈશ્વર પણ મળી જાય છે. એવા વકતા અને શ્રોતા બંને જ્યારે થાય ત્યારે પ્રભુની પ્રીતિની પ્રાપ્તિ પણ થાય.

परीक्षतने मनहि दिया । शुकके मनम मिलाय ।

दोनौका मन एक हुआ । मोक्ष तब नृप पाय ॥१५॥

અર્થ:—જ્યારે શુકદેવજી પરીક્ષિત રાજાને કથા સંભળાવવા લાગ્યા ત્યારે શુકદેવજીએ રાજાને કહ્યું કે હે રાજા ! આપ આપનું મન મને આપી દો અને કોઈ વાતની ફિકર નહી કરો. એમ શુકદેવજીએ કહ્યું ત્યારે તે વખતે રાજાએ પણ પોતાનું મન શુકદેવજીને આપી દીધું. શુકદેવજીએ રાજાના મનને પોતાના મન સાથે મેળવી દીધું. જ્યારે બંનેનું મન સાથે મળી ગયું ત્યારે શુકદેવજીએ રાજાને દુર્ગતિથી બચાવીને

રાજાની સદ્‌ગતિ કરી આપી અને સંસારમાં રાજા પરીક્ષિતની અમર કીર્તિ કરી આપી. પરમેશ્વરની દયાથી જે માણસને વિરક્ત જ્ઞાની મહાત્મા શુકદેવજી જેવા મળી જાય તો તે માણસનું કલ્યાણ થવામાં શું મોટી ભારી વાત છે? ભોગી જનોનું કલ્યાણ વિરક્ત મહાત્મા કરી શકે છે. યોગીજનોનું કલ્યાણ ભોગીથી થઈ શકતું નથી.

धनके लोभसे किया कथा। वक्ताका मन है धनमा।

प्रभु प्राप्ति न कथा फल। फल है वक्ताका मनमा॥१६॥

અર્થ—ધનના લોભથી જે માણસ કથા સંભળાવે છે તે કથા સાંભળવાથી ઈશ્વરમાં પુરી શ્રધ્ધા થતી નથી તથા ઈશ્વરની પ્રાપ્તિ પણ થઈ શકતી નથી. કારણ કે વક્તાનું મન તો ધનમાં છે. હું કોઈને કથા સંભળાવું તો મને પૈસા મળશે. શ્રોતા શ્રધ્ધાળુ હોય તો પણ શું થઈ શકે. જો વક્તાની ઇશ્વરમાં શ્રધ્ધા નહીં હોય તો વક્તાએ પોતાના મનમાં ધનની પ્રાપ્તિનું ફળ પહેલાથી પોતાના મનમાં રાખ્યું છે. જે ફળ વક્તા પોતાના મનમાં રાખશે તે ફળ કથાનું થશે. ધન પ્રાપ્તિની ઇચ્છાથી કથા કરશે તો કથા કરવાનું ફળ ધન પ્રાપ્તિ થશે અને શ્રોતાના કલ્યાણને માટે કથા કરશે તો શ્રોતાનું કલ્યાણ થશે. કથાનું ફળ અથવા જે ભાવનાથી વક્તા કથા કરશે તેજ ફળ તેને મળશે. જેવી રીતે શુકદેવજીએ રાજાના કલ્યાણ માટે કથાનો સંકલ્પ કીધો હતો કે હું પરમાત્માનો મહિમા તથા ગુણાનુ-

વાદ રાજા પરીક્ષિતને સંભળાવીશ તો રાજા દુર્ગતિથી છૂટી જશે અને સદ્‌ગતિ તેને મળશે તેમ જેવી રીતે શુકદેવજીની ભાવના હતી તેવી રીતે રાજાની ભાવના પણ થઇ અને રાજાનું કલ્યાણ થઈ ગયું.

भागवतकी कथा बडी । बांचै विप्र सुजान ।

घर घरमा तो कथा कहै । कथा सार हटि जान ॥१७॥

અર્થ—શુકદેવજી રાજા પરીક્ષિતને કહે છે કે હે રાજા કલિયુગમાં બ્રાહ્મણ લોક ઘેર ઘેર ભાગવતની કથા સંભળાવવાને જશે અને ગમે તેવો માણસ હોય તેને પૈસાના લોભથી કથા સંભળાવશે. કલ્યાણને વાસ્તે કોઈ સંભળાવશે નહીં. કલિમાં જીવનવૃત્તિને માટે ભાગવત ભણશે તો કલ્યાણ કયાંથી થશે. આ કલિમાં કથાનો સાર જતો રહેશે એટલે રહેશે નહીં. આ વાત શુકદેવજીએ પરીક્ષિત રાજાને કહી તે આ વખતમાં જોવામાં પણ આવે છે કે અમુક માણસે ૪૦ સપ્તાહ સાંભળી છે. કોઇ કહે છે કે મેં ૩૦ ભાગવતની સપ્તાહ સાંભળી છે. ઘણાંક માણસો દર સાલ નિયમથી ભાગવતની સપ્તાહ સાંભળે છે; પરંતુ એટલું સાંભળ્યા છતાં જ્ઞાન કોઇને થતું નથી. ફક્ત પોતાનો વખત ગુમાવે છે. કોઇને શાંતિ કે વૈરાગ્ય થતું નથી કેમકે વક્તાના મનમાં જયારે જ્ઞાન, શાંતિ તથા વૈરાગ્ય નહીં હોય તો શ્રોતાના મનમાં વૈરાગ્ય કયાંથી આવશે.

## દૃષ્ટાન્ત.

એક રાજા હતો. તે રાજાની મરજી થઈ કે શુકદેવજી પાસેથી પરીક્ષિત રાજાએ ૭ દિવસ ભાગવતની સપ્તાહ, ભક્તિ અને શ્રદ્ધાથી સાંભળી અને તે સાંભળવાથી રાજાની ઉત્તમ ગતિ થઈ ગઇ તો હું પણ શ્રધ્ધા ભક્તિથી કોઇ પંડિત પાસે ભાગવતની સપ્તાહ સાંભળું તો મારી ઉત્તમ ગતિ થઇ જશે. એવી રીતે રાજાની ઇચ્છા થવાથી તેણે એક પંડિતને બોલાવીને કહ્યું કે આપ મને ભાગવતની સપ્તાહ ૭ દિવસમાં સંભળાવો. પંડિતજી પણ ઘણી ખુશીથી બોલ્યા કે મહારાજા સાહેબ, હું આપને ભાગવતની સપ્તાહ બહુ સારી રીતે સંભળાવીશ તે આપ સાંભળજો

પંડિતજીએ પોતાના મનમાં વિચાર કીધો કે રાજા ઘણો આસ્તિક છે. જે દિવસે કથાની સમાપ્તિ થશે તે દિવસે એ રાજા જરૂર બે ચાર હજાર રૂપીઆ કથામાં મૂકશે અને જો કદાચ એટલું નહીં મુકશે તો પછી હું પોતે રાજાને કહીશ કે હજુર મેં બેચાર હજારની આશા રાખી હતી; પછી આપની મરજી હશે તે આપશો તેથી હું સંતોષ પામીશ. બ્રાહ્મણે પણ એવો વિચાર કરીને કથાનો આરંભ કીધો. રાજા પણ સાવધાન થઇને પ્રેમથી કથા સાંભળવા લાગ્યો. સાંભળતાં ૭ દિવસ થઈ ગયા. ૭ મે દિન કથા પણ પૂરી થઈ ગઇ. પંડિતજીએ રાજાને કહ્યું કે હે રાજા આજે ભાગવતની સપ્તાહ પૂરી થઈ ગઇ છે. સમાપ્તિમાં હોમ કરયો બ્રાહ્મણે અને બ્રાહ્મણ

ભોજન કરાવવું જોઇએ. રાજા સાહેબે પંડિતજીને કહ્યું કે પંડિતજી કથા બધી પૂરી થઇ ગઈ છે. પંડિતજીએ કહ્યું કે હા, પૂરી થઈ ગઈ છે. પછી રાજાએ કહ્યું કે કથા તો સમાપ્ત થઇ ગઇ છે પણ મને તો મુક્તિ મળી નથી. મેં સાંભળ્યું હતું કે રાજા પરીક્ષિતે પ્રેમથી શુકદેવ મુનિનાં મોંથી ૭ દિવસમાં ભાગવત સાંભળ્યું હતું અને ૭ દિવસમાં ભાગવત સાંભળવાથી રાજા પરીક્ષિતની મુક્તિ થઇ ગઇ હતી. એ વાત સાંભળીને મારી પણ ઇચ્છા થઇ હતી કે હું પણ કોઇ વિદ્વાન પાસે ભાગવતની સપ્તાહ પ્રેમથી સાંભળીશ તો મારી પણ મુક્તિ થઇ જશે. તેથી મેં પ્રેમથી ભાગવતની કથા સાંભળી. મારી તો મુક્તિ થઈ નથી. મુક્તિ તો દૂર ગઈ પણ મારા મનમાં કાંઇ પણ વૈરાગ્ય આવ્યું નથી. જેવું મારૂં મન પહેલાં હતું તેવું જ આ વખત છે. મારૂં મન જરા પણ બદલાયું નથી. મેં આપથી બધું ભાગવત સાંભળી લીધું છે. હવે હું આપને એક વાત પુછું છું તેનો આપ ઉત્તર આપો. મેં આપથી ભાગવત સાંભળ્યું અને સાંભળવાથી પણ મારી મુક્તિ થઇ નહીં તેથી મારામાં કાંઇ દોષ છે કે જેથી મારી મુક્તિ થઈ નથી અથવા આપમાં કોઇ દોષ છે અથવા તો એ વાત જુઠી છે કે શુકદેવજીએ પરીક્ષિતને કથા ભાગવતની સંભળાવી અને પરીક્ષિત રાજા મુકત થઇ ગયા. એ વાતનો આપ જવાબ આપો પછી કથા સમાપ્તિનો હોમ થશે અને આપની દક્ષિણા પણ મળશે. આનો જવાબ આપ આપશો નહીં તો હું આપને રાજ્યની બહાર કાઢી મૂકીશ. એવું રાજાએ કહ્યું ત્યારે બ્રાહ્મણે

કહ્યું કે હું એનો જવાબ ત્રણ દિવસ પછી આપીશ. ત્રણ દિવસની મુદત આપ મને આપો. રાજાએ કહ્યું કે જાવ, ચોથે દિવસે જરૂર જવાબ આપજો. બ્રાહ્મણ પણ ઘણો દિલગીર થઇને પોતાને ઘેર ગયો. જઇને ખાટલા પર સૂઈ ગયો એટલે પડી ગયો અને મનમાં ઘણો શોક કરવા લાગ્યો કે ભાગવતની ઘણીએ કથા મેં વાંચી છે પણ આ કથાએ ઘણું દુઃખ દીધું છે. હું તો આશા રાખતો હતો કે રાજાની કથામાં બે ચાર હજાર રૂપીઆ મળશે તે વાત તો દૂર ગઈ પણ હવે તો મારો પ્રાણ બચાવવાનો મુશ્કેલ થઈ પડયો છે. ઘણાએ ભાગવત વાંચ્યા પણ એવું મને કોઇએ પૂછયું નથી. હવે હું રાજાને કયાંથી જવાબ દઇશ. જવાબ નહીં આપીશ તો રાજા પોતાના રાજ્યમાંથી મને કાઢી મૂકશે. આમ બ્રાહ્મણ ફિકર કરવા લાગ્યો. એટલામાં ઈશ્વરની દયાથી તે બ્રાહ્મણને ઘેર કોઈ સન્યાસી ભિક્ષા માગવાને ગયો અને નારાયણ હરિ કહ્યું ત્યારે પંડિતે પણ બહાર આવી હાથ જોડીને નમોઃનારાયણ કીધા અને તેને આદર પૂર્વક આસન આપીને પોતાના ઘરમાં બેસાડયા અને સન્યાસીએ પુછયું કે તમારી તબીયત કેમ છે ત્યારે બ્રાહ્મણે કહ્યું કે હે મહારાજ! મોટું ભારે દુઃખ આવ્યું છે. રાજાને ત્યાં મેં કથા વાંચી છે તે પૂરી થઇ ગઇ છે પણ રાજાએ મને એક પ્રશ્ન પૂછયો કે મેં ભાગવતની કથા સાંભળી તો પણ મારી મુક્તિ થઇ નહીં અને પરીક્ષિત રાજાએ શુકદેવજી પાસેથી ભાગવતની કથા ૭ દિવસ સાંભળી તેટલામાં તેની મુક્તિ થઈ ગઈ. મેં પણ તમારાથી પ્રેમ કરીને કથા સાંભળી છે. હું મુક્ત

થઇ ગયો નથી. એટલુંજ નહીં પણ મારા મનમાં કાંઇ પણ ફેરફાર થયો નથી તેનું કારણ શું છે ? તેથી મારામાં કાંઇ કસર છે. અથવા તમારામાં કાંઇ કસર છે અથવા તો એ વાત જુઠી છે કે શુકદેવજીએ પરીક્ષિત રાજાને ભાગવતની કથા સંભળાવી અને તેથી રાજાની મુકિત થઇ ગઈ છે. આવો રાજાનો પ્રશ્ન છે. એનો જવાબ રાજા મારી પાસે માગે છે તો હું રાજાને શું જવાબ આપું આવી ફીકર મારા મનમાં ઘણી છે અને મને એનો જવાબ આવડતો નથી તેથી હું ઘણો દુઃખી થઈ ગયો છું. અને જો એનો ઉત્તર આપ જાણતા હોય તો મને કૃપા કરીને બતાવો. હું આપનો ઉપકાર આખી જીંદગી માનીશ. તે સન્યાસી મહાત્માએ પણ બ્રાહ્મણને કહ્યું કે હે બ્રાહ્મણ ! તમે ફિકર નહીં કરો. હું એનો ઉત્તર કહીશ. તમારે રાજાને એમ કહેવું કે હે રાજા ! તમારા પ્રશ્નનો ઉત્તર એક મહાત્મા મારી તરફથી આપશે. આપ કહો તો હું તે મહાત્માને લઇ આવું. તે પ્રશ્નનો ઉત્તર સારી રીતે આપશે. એવું તમે કહેજો. જો રાજા હા કહે તો મને રાજા પાસે તમે લઇ જજો. એમ જયારે મહાત્માએ કહ્યું ત્યારે બ્રાહ્મણ ઘણો ખુશી થઈ ગયો. બ્રાહ્મણ ચોથે દિન રાજા પાસે ગયો. રાજાને આશીર્વાદ આપ્યો. રાજાએ પણ હાથ જોડીને બ્રાહ્મણને કહ્યું કે તે દિવસે હમે તમને પૂછયું હતું તેનો ઉત્તર તમે લાવ્યા છો ? બ્રાહ્મણે કહ્યું કે રાજા સાહેબ, તમારા પ્રશ્નનો ઉત્તર એક મહાત્મા આપશે. તે મહાત્મા ગામ બહાર એક મંદિર છે તેમાં ઉતર્યા છે. આપ કહો

તો તે મહાત્માને આપની પાસે લાવું. રાજાએ બ્રાહ્મણને કહ્યું કે હમને તો હમારા પ્રશ્નનો ઉત્તર જોઇએ. તમે પ્રશ્નનો ઉત્તર આપો અથવા મહાત્મા પ્રશ્નનો ઉત્તર આપે. હમારે તો ઉત્તર જોઇએ. મહાત્મા ઉત્તર આપવાના હોય તો તેમને લઈ આવો. આવું રાજાએ કહ્યું ત્યારે બ્રાહ્મણ મહાત્માને રાજાની પાસે લઈ આવ્યો. રાજાએ મહાત્માને દંડવત્ પ્રણામ કીધા અને તેજ પ્રશ્ન પૂછયો. મહાત્માએ રાજાને કહ્યું કે હું તમારા પ્રશ્નનો ઉત્તર આપું છું, આપ બે દોરી મંગાવો, એવું મહાત્માએ રાજાને કહ્યું. રાજાએ પણ તેજ વખતે બે દોરી મંગાવીને મહાત્માને આપી. મહાત્માએ રાજાને કહ્યું કે જે હું તે કહું તમારે માનવું પડશે. રાજાએ કહ્યું કે હું આપનું કહ્યું મંજુર રાખીશ. પછી મહાત્માએ રાજાને કહ્યું કે હું તમને થાંભલા સાથે બાંધીને પછી તમારો ઉત્તર આપીશ. એમ મહાત્માએ કહ્યું ત્યારે રાજાએ કહ્યું કે આપની ઇચ્છા એવી હોય તો આપ મને થાંભલા સાથે બાંધો. આપ મને થાંભલા સાથે બાંધશો તો બંધાવાથી મારૂં ભલુંજ થશે. કેમકે મહાત્માથી કોઈનું બુરૂં તો થતું નથી. એમ રાજાએ કહ્યું ત્યારે રાજાને મહાત્માએ એક દોરીથી થાંભલા સાથે બાંધી દીધો. અને બીજા થાંભલા સાથે કથા સંભળાવનાર પંડિતને પણ બાંધી દીધો. પંડિતજી મનમાં ડરવા લાગ્યા કે આ મહાત્મા શું કરે છે. જ્યારે મહાત્માએ રાજા તથા પંડિત બંનેને બાંધી લીધા ત્યાર પછી મહાત્માએ રાજાને કહ્યું કે હે રાજા! તમે આ બંધાયલા બ્રાહ્મણને કહો કે હે બ્રાહ્મણ! હું થાંભલા

સાથે દોરીથી બંધાયલો છું. તમે મને ખોલીને છોડવી દો. એમ મહાત્માએ રાજાને કહ્યું. રાજાએ પણ મહાત્માને કહ્યું કે હે મહાત્મા ! આ બ્રાહ્મણ પણ દોરીથી થાંભલા સાથે બંધાયલો છે તે મને કેમ છોડશે? એ બ્રાહ્મણ મને છોડી શકશે નહીં. પછી મહાત્માએ રાજાને કહ્યું કે હે રાજા ! તમે આ બ્રાહ્મણને છુટો કરો એટલે દોરી છોડીને થાંભલાથી છોડવી દો. રાજાએ કહ્યું કે હું પણ દોરીથી થંભલા સાથે બંધાયલો છું તેથી હું બ્રાહ્મણને છોડવી શકતો નથી. અને બ્રાહ્મણ મને છોડી શકતો નથી. એમ જ્યારે રાજાએ કહ્યું ત્યારે તેને મહાત્માએ કહ્યું કે હે રાજા ! તારા પ્રશ્નનો ઉત્તર તને મળી ગયો છે. હમે તો તમારા પ્રશ્નનો ઉત્તર આપી દીધો છે. તમે સમજ્યા છો કે નહીં? રાજાએ કહ્યું કે આપે મને દોરીથી બાંધી દીધો છે તેમજ પંડિતજીને પણ બાંધી દીધો છે. હમારા પ્રશ્નનો ઉત્તર આપે દીધો નથી. પ્રશ્નનો ઉત્તર હમે કયાંથી સમજીશું. જ્યારે એમ રાજાએ કહ્યું ત્યારે મહાત્માએ જવાબ આપ્યો કે હે રાજન ! જેમ એ બ્રાહ્મણ તને થાંભલેથી છોડવી શકતો નથી, તેમ તું પણ એને છોડી શકતો નથી. કારણ કે તમે બંને દોરીથી થાંભલા સાથે બંધાયલા છો. આ તમને છોડી શકતો નથી અને તમે એને છોડી શકતા નથી. તેમ હે રાજા ! સંસાર વાસનાથી એ બ્રાહ્મણ બંધાયલો છે અને તમે પણ બંધાયલા છો ત્યારે એ બ્રાહ્મણ તમને સંસારમાંથી શી રીતે છોડાવી શકશે અને તમે કેમ ઇચ્છા કરો છો કે આ બ્રાહ્મણ પાસેથી હું કથા સાંભળું તો હું મુક્ત થઇ જઇશ. જે પોતે મુક્ત નથી તે બીજાને શી રીતે મુક્ત કરી શકશે. શુકદેવજી પોતે મુક્ત હતા તેથી

તેમણે પરીક્ષિત રાજાની મુક્તિ કીધી. જેમ હે રાજા! જો હું દોરીથી બંધાયલો નથી તો તમને બંનેને દોરીથી છોડી શકું છું તેમ શુકદેવજી સર્વ સંસાર વાસના વગરના હતા અને રાજા પરીક્ષિત સંસાર વાસનાવાળા હતા. સંસાર વાસના રહિત જ્ઞાની શુકદેવજીએ સંસાર વાસનાવાળા ભોગી રાજા પરીક્ષિતને સંસાર સમુદ્રમાંથી બચાવી લીધો. હે રાજા! શુકદેવજીએ પૈસાના લોભથી રાજા પરીક્ષિતને કથા સંભળાવી હતી નહીં; પણ પરીક્ષિત રાજાના કલ્યાણ અર્થે કથા સંભળાવી હતી. તેથી રાજાનું કલ્યાણ પણ થઇ ગયું હતું. હે રાજન! આ બ્રાહ્મણે તમને જે કથા સંભળાવી છે, તે તો પોતાના મનમાં એમ સમજી કથા સંભળાવી છે કે, આ રાજાને હું કથા સંભળાવીશ તો મને ઘણું ધન મળશે. જો રાજાને હું કથા સંભળાવીશ તો મને બે ચાર હજાર રૂપીઆ મળશે એમ બ્રાહ્મણ આશા રાખતો હતો. તો આવી ધનની ઇચ્છાથી બ્રાહ્મણે આપને કથા સંભળાવી હતી તમે એના રૂપીઆ આપો. કથા સાંભળવાનું પુણ્યનું ફળ તમને હવે પછી મળશે. મુક્તિની આશા છોડો. એ બ્રાહ્મણ શુકદેવજીની પેઠે યોગી તથા જ્ઞાની નથી કે તમને મુક્ત કરી શકે અને તું પણ પરીક્ષિતની માફક એકાગ્ર ચિત્તવાળો નથી. જ્યારે એમ મહાત્માએ કહ્યું ત્યારે રાજાએ હાથ જોડીને મહાત્માને કહ્યું કે હે મહાત્મા! આપનું કહેવું ઠીક છે અને હું આપને શરણે છું. મને આપ ભગવતપદની પ્રાપ્તિ કરાવો એમ જ્યારે રાજાએ પ્રેમ પૂર્વક મહાત્માને કહ્યું ત્યારે મહાત્માએ પણ રાજાને ભગવતની પ્રાપ્તિ કરાવી આપી.

## દષ્ટાન્ત. ૩૪

એક રાજાએ પચાસ લાખ રૂપિયા ખરચ કરીને મોટો મહેલ બનાવ્યો. જ્યારે મહેલ પુરો થઇ રહ્યો ત્યારે રાજાએ મહેલનું વાસ્તું પુજન કીધું. વાસ્તુ પુજનમાં પણ એક લાખ રૂપિયા ખરચ કીધા. પોતાના રાજ્યના બધા બ્રાહ્મણો જમાડયા. મહેલના એક દરવાજેથી બ્રાહ્મણો જમવાને આવે. અને બીજા દરવાજાથી જમીને જાય. એવો બંદોબસ્ત કીધો. જે દરવાજાપરથી બ્રાહ્મણો જમીને જાય છે તે દરવાજાપર રાજા પોતે જમી રહેલા બ્રાહ્મણોને પોતાને હાથે એક એક રૂપિયો દક્ષિણા આપે છે. જે બ્રાહ્મણ જમીને જાય છે તેને રાજા કહે છે કે હે બ્રાહ્મણ ! આ જે પચાસ લાખ રૂપિયા ખરચીને મોટો રાજ મહેલ બનાવ્યો છે. અને જેનું આજે બ્રાહ્મણ ભોજન છે તે રાજમહેલમાં કાંઇ દોષ તો નથી ? હજારો બ્રાહ્મણો જમીને જાય છે અને કહેતા જાય છે કે આ તમારા રાજમહેલમાં કાંઈપણ દોષ નથી. હવે એક મહાત્મા ભુખ્યા હતા તે પણ બ્રાહ્મણોની સાથે જમવાને રાજમહેલમાં ગયા. અને ત્યા જઈને બ્રાહ્મણોની સાથે જમ્યા. જે દરવાજાપર રાજા દક્ષિણા આપતા હતા તે દરવાજાપર તે મહાત્મા જમીને પહોંચ્યા. રાજા જે મુજબ બ્રાહ્મણોને એક રૂપિયો દક્ષિણા આપીને પુછતા હતા તે મુજબ મહાત્માને પણ દક્ષિણા આપીને પુછયું કે હે મહાત્માજી ! આ રાજમહેલમાં કાંઇ દોષ તો નથી ? એમ જ્યારે રાજાએ મહાત્માને પુછયું. ત્યારે મહાત્માએ કહ્યું કે હે રાજા ! આ રાજમહેલમાં બે દોષ તો ઘણાજ મોટા છે. નાના નાના દોષ તો ઘણા છે પણ બે દોષ તો મોટા છે. એમ જ્યારે મહાત્માએ કહ્યું ત્યારે રાજાની દેહ શુન્ય થઇ

ગઈ. રાજા ઘણા શોકમાં પડી ગયો. રાજાનો શોકાતુર ચહેરો જોઈને મહાત્માએ પુછયું કે હે રાજા ! તમે કેમ દુઃખી થઈ ગયા. પછી રાજાએ કહ્યું કે પચાસ લાખ રૂપિયા ખરચ કરીને આ મોટો રાજમહેલ બંધાવ્યો છે. તેમાં તમે દોષ બતાવો છો તેથી મારૂં મન દુઃખી થઈ ગયું છે. તમે બે મોટા દોષ બતાવો છો તે કેવા છે તે મને કહો. અને ત દોષો દુર કરવાનો કોઈપણ ઉપાય છે કે નહીં તે પણ મને કહો. પછી મહાત્માજીએ કહ્યું કે હે રાજન ! આ બે દોષ દુર કરવાનો કોઈપણ ઉપાય નથી. તે વાત સાંભળીને રાજાને ઘણુંજ દુઃખ થઈ ગયું અને રાજા બોલ્યા કે તે બે દોષ કેવા છે તે કહો. મહાત્માએ કહ્યું કે તે દોષ એવા છે કે આ મકાનનો બનાવવાવાળો એક દિવસે મરી જશે અને આ રાજમહેલ પણ કોઈ વખતે પડી જશે. હે રાજા આ બે દોષ છે. આ વાત રાજાએ સાંભળી ને બોલ્યો કે તમારૂં કહેવું બરોબર છે. બે દોષ બરાબર છે. તે અનિવાર્ય છે. એમ કહીને રાજા મહાત્માને શરણ થઈ ગયા.

ભાવાર્થઃ—આ છે કે જે જન્મે છે તેનો નાશ પણ જરૂર છે. ઘણાં રાજાઓએ ઘણાં રાજ્યો મેળવ્યાં, ઘણાં રાજમહેલો બનાવ્યા પણ તે રાજાઓ રહ્યા નહીં અને રાજય પણ રહ્યાં નહીં. ને રાજમહેલો પણ રહ્યા નહીં. જુનાનો નાશ થતો જાય છે અને નવા ઉત્પન્ન થતા જાય છે. એવુંજ સંસારનું સ્વરૂપ છે. તેથી માણસે સંસારની તરફ નહીં જોવું. સંસાર રહે કે જાય તેની દરકાર નહીં કરતાં પોતાના કલ્યાણમાં તત્પર રહેવુંજ જોઈએ.

સમાપ્ત.